2028

# KHAJANE HUNNAR.

OR

# THE TREASURE OF ARTS

Comprising 571 useful Art
and Industrial Receipts.
Designed for the use of artists, trade-
manufacturers and public in general.

COMPILED BY

MOTILAL KASHALCHAND SHAH,
*Graduate of the Madras Agricultural College*





AHMEDABAD:
Printed at the Ahmedabad United Printing and
General Agency Company Limited.

Samwat 1940. A. D. 1884.

Price Rs. 1—4—0

# પ્રસ્તાવના.

આ પુસ્તક જેનું નામ "ખજાને હુન્નર" અથવા હુન્નરનો ખજાનો એવું રાખેલું છે, અને જેમાં હુન્નર અને કારીગરીની ૫૭૧ ઉપયોગી રીતોનો સમાવેશ થયેલો છે, તેને લગતી બીજી સુચનાઓ આપ્યા પહેલાં તે રચવાનો મુળ હેતુ કેમ ઉત્પન્ન થયો તે વાંચનારની આગળ નિવેદન કરવું જરૂરનું છે. જ્યારે હું "મદ્રાસ એગ્રીકલચરલ કોલેજ" માં વિદ્યાર્થી હતો, તે વખતે ત્યાંના વનસ્પતી શાસ્ત્રના પ્રોફેસરે એક વખત હીંદુસ્તાનમાં પેદા થતા રંગ વિશેનું ભાષણ આપ્યું તે વખતથી મારો રંગ બાબતની ચોપડી બનાવવાનો હેતુ ઉત્પન્ન થયો હતો; અને તેની સાથે દેશના ફાયદા માટે બીજી બાબતો આપવાની મારા મનમાં ઘણી ઉલટ થવાથી આ પુસ્તકમાં આણેલી છે. રંગના વિષયમાં આ દેશમાં પેદા થતા રંગ તથા રંગવાની ૧૫૫ ક્રીયાઓનું વર્ણન આપેલું છે.

૨. આ ચોપડીમાં દર્શાવેલા હુન્નરો અજમાવી જોવાને જે જે પરદેશી દવાઓ જરૂરની છે, તેમાંની ઘણી ખરી ઘેર બનાવવા માટે રીતો આપેલી છે; અને જે જે દવા બનાવવાની રીતો આપેલીછે તે (......) આ રીતે કાંઉસમાં લખેલી છે, માટે તે વિશે ૧૮ મા પ્રકરણમાં જોવું.

૩. આ પુસ્તકમાં આપેલી જુદા જુદા હુન્નરોની ૫૭૧ રીતોમાંથી લગભગ અરધ ઉપરાંત રીતો મારા હાથથી કોલેજમાં અજમાવેલી છે; અને અજમાવેલી રીતો જે પુસ્તકોનો આધાર લીધેલો છે તેમાં આપેલા પ્રમાણ મુજબ અજમાવવાથી ખરી માલમ પડીછે. સબબ બીજી

રીતો પણ તેજ પુસ્તકોમાં આપેલાં પ્રમાણ આ પુસ્તકમાં આપેલાં છે, તે મુજબ અજમાવવાથી સાચી પડશે એવું સુજ્ઞ વાંચનારાઓના જોવામાં સેહેજ આવશે.

૪. આ પુસ્તકમાં આવેલા હુનરો લખવામાં ૧ અમેરીકન, ૨ ઈંગ્રેજી અને ૧ આ દેશમાં સરકાર તરફથી રચાએલ ઈંગ્રેજી પુસ્તકોની મદદ લીધેલી છે.

૫. આ પુસ્તક રચવાની મુખ્ય સુચના કરવામાં તેમજ તેમાં આવેલા વિષયો પુરા પાડવામાં મારા મીત્ર અને કોલેજના સાથી **મી. ઉમરદરાજખાંન મહમુદખાંન મુનશીએ** જે મદદ આપેલી છે તેને માટે આ પ્રસંગે હું તેમનો મોટો ઉપકાર માનુંછું.

૬. પરભાષામાંથી તરજુમો કરી પુસ્તક બહાર પાડવાનો આ મારો પહેલો યત્ન છે, માટે તેમાં સુજ્ઞ વાંચનારાઓના જોવામાં કદી મારી ચુક પણ આવે; પરંતુ ફકત દેશહીતને માટે મારી ઉત્કંઠા થવાથી આ લધુ પુસ્તક રચેલું છે, માટે સુજ્ઞ વાંચનારાઓ મારી ભુલચુક માફ કરી સાર માત્ર ગ્રહણ કરશે એજ મારી છેલી વીનંતી છે.

અમદાવાદ.<br>ઝવેરીવાડો નીશાપોળ<br>તા. ૧૫ એપ્રીલ ૧૮૮૪.

**શા. મોતીલાલ કશળચંદ**<br>ગ્રંથકર્તા.



# અનુક્રમણિકા.

નું મિશ્ર ૧૬. ચાંદ માટે મિશ્ર ધાતુ ૧૭. ઘરેણાં માટે પીળી ધાતુ ૧૮. ઘંટ માટે મિશ્ર ૧૯. સોનેરી રંગનું ધાતુનું મિશ્ર ૨૦.

## પ્રકરણ ૬ ઠું. પૃષ્ટ ૨૩ થી ૨૫ સુધી.

### Imitation of marble, coral, ivory &c.

બનાવટી આરસ, પરવાળાં, હાથીદાંત વિગેરે.

કાચ, લાકડાં વીગેરેને ચાંદી માફક દેખાય તેમ કરવા વિધી ૧. બનાવટી આરસ, હાથીદાંત, પરવાળાં, છીપના જેવાં બટન, છીપના જેવી કાંસકીઓ. ૨–૭.

## પ્રકરણ ૭ મું. પૃષ્ટ ૨૫ થી ૩૦ સુધી.

### Cements & glues.

કાચ, ધાતુ, લાકડાં વીગેરે સાંધવા માટે કેલ અને સરેસ.

ફુટેલાં ચીની વાસણો, ચોપડીનાં પુઠાં, ચામડાની પટીઓ, કાચ તથા લાકડાની નાજુક ચીજો, ચામડાના પટા, કાચ, ધાતુ અને લાકડાં, પાણીની ટાંકીના પથરો, કાચનાં વાસણો, વીજળી અને રસાયણ શાસ્ત્રનાં હથીઆરોનાં સાંધા, જવાહીર, ઝવેરીની નાજુક ચીજો, રબરના દડા, બાંધ કામમાં વપરાય તેવો, હાથીદાંત અને છીપ જોડવાનો, લાકડામાં ફાટ પડી હોય તે, ધજનેરના સંચાના સાંધા વિગેરે વિગેરે ચીજો સાંધવા માટે જુદી જુદી જાતના કેલ અને મિશ્રણો ૧–૨૦. સરેસ ન સળગે તેમ કરવાની, સરેસનું પાણી હમેશાં ન બગડે તેમ કરવાની, ઉકાળ્યા વિના કામ આવે તેવો સરેસ બનાવવાની, સરેસને સ્થિતી સ્થાપક અને પાણીથી ન પીગળે તેમ કરવાની રીતો. ૨૧ થી ૨૫.

### પ્રકરણ ૮ મું. પૃષ્ઠ ૩૦ થી ૩૨ સુધી.

### Etching on glass, metals &c.

### કાચ, ધાતુ વિગેરેપર અક્ષર કોતરવા વિષે.

કાચ ઉપર ચીત્ર કાઢવાની, ઢાળેલું લોઢું, ગજવેલ, કાચ, ત્રાંબુ અને પથર ઉપર અક્ષર કોતરવાની રીતો ૧ થી ૬.

### પ્રકરણ ૯ મું. પૃષ્ઠ ૩૨ થી ૪૧ સુધી.

### Fireworks.

### આતશબાજી, દારૂ અને દીવાસળીઓ બનાવવાની રીતો.

ફુલઝરણી અને બીજા કાગળના આકારો ભરવાનાં મિશ્ર, જુદા જુદા રંગના તારા ૧-૧૪. બપોરીઆં તેમજ ઝાડ બનાવવાનાં જુદા જુદા રંગનાં મિશ્રો, ૧૫-૩૨. કોઠી અથવા ભંભુ ભરવા માટે મિશ્રો ૩૩-૩૭. બાણ, માંડવાપર નામ કહેવાતો વિગેરે બનાવવાનાં મિશ્ર ૩૮-૪૪. ઈંગ્રેજી લડાઇનો, ફ્રેંચલડાઇનો, સુરંગ ફોડવાનો દારૂ બનાવવાની રીત. ૪૫-૪૭. દીવાસળીઓ, ગંધક વિનાની તેમજ પેટી શીવાય બીજા ઉપર ઘસવાથી ન સળગે તેવી દીવાસળીઓ બનાવવાની રીતો. ૪૮ થી ૫૦.

### પ્રકરણ ૧૦ મું. પૃષ્ઠ ૪૧ થી ૪૭ સુધી.

### Inks of all kinds & colors.

### સઘળા રંગની અને સઘળી જાતની સાહી.

જુદા જુદા રંગની લખવાની સાહી તથા ભુકીઓ ૧-૧૦. લખીને ઉપર ભીનો કાગળ દાબીને નકલ લેવાની સાહી. ૧૧-૧૨. ધોબીથી ન ધોવાય તેવી કપડાં તેમજ લાકડાપર લખવાની સાહી ૧૩-૧૫. પહેલાં ન દેખાય પણ પાછળથી ગરમી બતાવ્યાથી જુદા જુદા રંગ ખુલી નીકળે તેવી સાહી ૧૬-૨૧. બગીચાઓમાં ઝાડનાં નામ જસત અથવા બીજી ધાતુપર લખાય તેવી સાહી ૨૨-૨૬.

**પ્રકરણ ૨૪ મું. પૃષ્ટ ૬૩ થી ૭૫ સુધી.**

**Wood dying, varnishing, fire-proofing &c., and varnishes of all kinds.**

**લાકડાપર રંગ વારનીસ લગાડવાની તેમજ તેને નહીં બળે તેમ કરવાની રીતો, અને સઘળી જાતના રોગાન.**

લાકડાને આગથી ન બળે તેમ કરવા વિશે ૧–૪. લાકડાના વેહેરને પ્રવાહી બનાવી તેની સ્થિતી સ્થાપક ચીજે બનાવવાની રીત ૫. લાકડાનાં પાટીઆને પાણી તેમજ ઉધઈ વિગેરે બીજા જીવડાથી બચાવવાનો ઉપાય ૬. ઈમારતના લાકડાં ન સડે તેમ કરવા વિશે ૭–૮. પીકચર ફ્રેમ માટે વપરાતી લાકડીઓપર સોનેરી, રૂપેરી વિગેરે ભુકી ચડાવવાની રીત ૯, લાકડું રંગવાની રીતો જેમકે કીરમજી, કાળું, આસમાની. લીલું, ચળકતું પીળું વિગેરે ૧૦–૧૬. લાકડાને દાટવાથી ન સડે તેમ કરવાની રીત ૧૭. લાકડાને પથર માફક બનાવવા વિશે ૧૮, લાકડાપરથી જુનો રંગ કાઢવા માટે ૧૯. ફરનીચર પાલીસ ૨૦. જુનો રંગ નવો દેખાય તેમ કરવાની રીત ૨૧. પીતળ જેવો રંગ ૨૨. કાચ જેવો વારનીશ ૨૩. ફ્રેંચપાલીસ, નકસી કામ માટે, મેહોગની લાકડા માટે, કોપાલપાલીસ વિગેરે જાતના પાલીસો ૨૪–૨૭. વારનીસો. છાપેલા કાગળ, નકસા, પીકચર ચીત્રકામ, વિગેરે માટે વારનીસ ૨૭–૨૯ સોનેરી વારનીસ, ખોળો, ટેબલ, ગીલ્ટ કરેલાં વાસણો માટે, ઓકના લાકડા માટે, ફરનીચર તથા હલકાં લાકડાં માટે, સારંગીઓ માટે વારનીસો ૨૮–૩૮. જુદા રંગનો સ્પીરીટ વારનીસ, ટરપીનટાઈન, કમીમસ્તકી અને અળસીના તેલનો વારનીસ ૩૯–૪૨. ચોપડી બાંધનાર માટે, પાણીથી ન ભીંજાય તેવા સામાન માટે અને બીજા સાધારણ કામો માટે

વારનીસ ૪૩-૪૫, રંગ વિનાનો વારનીસ, કોપાલ વારનીસ, સફેત કોપાલ વારનીસ, ઓપ ચડાવેલી ધાતુની ચીજો માટે વારનીસ, સોનેરી રંગનો વારનીસ, બુટ અને જોડા માટે વારનીસ, ઇન્ડીઆ રબર અને ચળકતો લીલો વારનીસ ૪૫-૫૪.

**પ્રકરણ ૧૫ મું. પૃષ્ટ ૭૫ થી ૭૯ સુધી.**

Clothes, washing, removing spots, fire-proofing &c.

કપડાં ધોવાની, તેપરથી ડાઘ કાઢવાની અને નહી બળે તેમ કરવાની રીતો.

કપડું આગથી ન બળે તેમ કરવાની રીત ૧-૨. તેજાબથી ઉડી ગએલો રંગ પાછો લાવવાની યુક્તિ ૩. સુતર, રેશમ અને ઉનનાં સફેદ તેમજ રંગેલાં કપડાંપરથી ખાંડ, સરેસ, લોહી, ચીકટ, વારનીસ, ચરબી, વનસ્પતીના રંગ જેવા કે ફળના રસ તેમજ લાલ સાહી, એલીઝેરીન સાહી, કાટ અને કાળી સાહી, લીંબુ અને ખાર, તેજાબ, સીરકો, ડામર, ગાડીના પૈડાની મેશ, વિગેરેના ડાઘ કાઢવાની રીતો ૪-૧૩. રંગેલાં કપડાં ધોવાની રીત ૧૪. રેશમ, કાશમીરી અને આલપાકાનાં કપડાં ધોવા વિશે ૧૫. ધોબીથી ન જાય તેવી સાહીના ડાઘ કાઢવાની રીત ૧૬-૧૭. લખ્યાવાની કાળી તથા રાતી સાહીના ડાઘ કાઢવાની રીત ૧૮. નહીં વાપરેલાં જુનાં લુગડાંને નવાં જેવા કરવા વિશે ૧૯. કપડાં ધોવાનું એક સરસ મિશ્ર ૨૦.

**પ્રકરણ ૧૬ મું. પૃષ્ટ ૮૦ થી ૮૯ સુધી.**

Manufacturing soap. સાબુ બનાવવા વિશે.

આ દેશની હાલત અને નવી સુચનાઓ, નહીં વપરાતી દેશી ચીજો વિગેરે પાનું ૮૦-૮૩. વીલાયતની સાબુ બના-

વવાની રીત ૮૩–૮૫. વીંડઝર, સોપ, સફેદ અને ભુરા રંગનો ૧–૨. હનીસોપ; પામઓઈલસોપ, કસ્તુરીવાળો સાબુ, ગ્લીસેરાઇનનો સાબુ, બદામના તેલનો, ગુલાબના તેલનો, કોપરેલનો, તજના તેલનો, આઇઓડાઇનનો, ગંધક વિગેરેના સાબુ બનાવવાની રીતો ૭–૧૩. હજામત કરવા માટે હમેશાં રહે તેવું પાણી ૧૪. પારદર્શક સાબુ ૧૫.

## પ્રકરણ ૧૭ મું. પૃષ્ઠ ૯૦ થી ૧૧૧ સુધી.

## Miscellaneous. પરચુરણ.

હાથીદાંત વાળવાની રીત ૧. હાથીદાંતને કાળો, આસમાની, લીલો, પીળો, લાલ, જાંબુડો વિગેરે રંગ રંગવાની રીતો ૨–૭. હાથીદાંતને સાફ કરવાની તથા પાલીસ કરવાની રીત ૮–૯. સોનાનો પીળો રંગ વધારે ચળકતો કરવાની ૧૦. જુદા જુદા રંગની સીલ કરવાની રીત ૧૧–૧૨. ચાંદીનાં વાસણ તથા બીજાં ગીલ્ટ કરેલાં વાસણો સાફ કરવાની રીતો ૧૩–૧૫. ત્રાંબુ, પીતળ, વિગેરે બીજી ધાતુઓના રંગ બદલવા વિશે ૧૬–૧૭. જુના લખાણો તાજાં કરવાવિશે ૧૮. પેનસીલના અક્ષર ન જાય તેમ કરવાની રીત ૧૯. ચર્મપત્ર બનાવવાની રીત ૨૦. મોઢામાંથી દુર્ગંધ આવતી અટકાવવા વિશે. ૨૧–૨૨. મચ્છર, ચાંચડ ન થાય તેમ કરવા વિશે ૨૩. ટાઢથી સુજી ગયેલા પગને સુજતા અટકાવવાની રીત ૨૪. હીરાકણી શીવાય કાચ કાપવાની રીત ૨૫–૨૭. પીક્ચરના જુના ગીલ્ટ ફ્રેમ સાફ કરવા વિશે ૨૮. નાનાં જીવડાંના ડંખનો ઉપાય ૨૯. આરસપહાણ જુનો થવાને લીધે પીળો પડી ગયો હોય તેને સમારવાની તથા તેપરથી ડાઘ કાઢવા વિશે ૩૦–૩૧. જંગલ વિગેરેનું ખરાબ પાણી સાફ કરવાની રીત ૩૨–૩૩. ફળના રસના ડાઘ હાથપરથી કાઢવાની રીત ૩૪. પથરપરથી લીલ કાઢવાનો ઉપાય ૩૫. નાના ઘામાંથી લોહી નીકળતું બંધ કરવાના કાગળ ૩૬.

ખુંદણાના ડાઘ કાઢવાની રીત ૩૭. જોડાપર પીળો રંગ ચડાવવાની રીત ૩૮. હાથપરથી ડામરના ડાઘ કાઢવા વિષે ૩૯. મસ કાઢવાનો ઉપાય ૪૦. ગુંદનું પાણી સડતું અટકાવવા વિષે ૪૧. કાગળ સાથે કલાઈ તથા બીજી ધાતુઓ ચોટાડવા માટે ૪૨. ચાંદીનાં વાસણો ઝાંખા થતાં અટકાવવાની રીત ૪૩. પીતળની ચીજો સાફ કરવાનું મિશ્ર ૪૪. ફુટેલા ઘંટનો અવાજ સુધારવાની રીત ૪૫. નાની હાળાની ચીજોમાં ખાડા પુરવાનું મિશ્ર ૪૬. અંધારામાં દીવા વીના અજવાળું આપે તેવો પદાર્થ ૪૭. તાજાં ફુલપર જુદી જુદી જાતના રંગ ચડાવવાની રીતો ૪૮–૫૦. જોત વીનાનો દીવો ૫૧. વાળને માટે કાળો રંગ ૫૨. કલાઇનું ઝાડ ૫૩. સીસાનું ઝાડ અથવા શનીવૃક્ષ ૫૪. સળગાવવાથી ૧। ઈંચ લાંબી સળી ૨૫ ફીટ થઇને સાપ જેવી આકૃતી બને તેવી સળીઓ બનાવવાની રીત ૫૬–૫૭. જોડાપર પાણીની અસર ન થાય તેમ કરવાની રીત ૫૮–૫૯. ભીંજાએલ જોડાને સુકાયા પછી ચીમડાઈ જતા અટકાવવાની રીત ૬૦. ચોમાસામાં સંચા તથા ખેતીનાં હથીઆરોને કાટ ન ચડે તેમ કરવાની રીત ૬૧. પાણીમાં પીગળે તેવો કાચ ૬૨. સોનાની ચીજો સાફ કરવાનો ભુકો ૬૩. દાંતનું મંજન ૬૪–૬૫. લેમન ડ્રોપ્સ ૬૬–૬૭. માથામાં ટાલ પડી હોય તેનો ઉપાય ૬૮. કોઈપણ સાધન વિના કુવામાં બાટલી નાંખી બરફ બનાવવાની રીત ૬૯. ઘણા વાળા કાઢી નાંખવાનો ઉપાય ૭૦. ચાંદીનાં વાસણપરથી ડાઘ કાઢવાની રીત. ૭૧–૭૨. લીંબુનું આસીડ અથવા સાઇટ્રીક આસીડ બનાવવાની રીત ૭૩. લેમોનેડ, ફીણ આવે તેવું તથા સાદું ૭૪–૭૫. સોડાવાટર, ૭૬. લોઢાની સાંકળનું જોર માપવાની રીત ૭૭. સૌથી સરસ અજવાળુ કરવાની સસ્તી રીત ૭૮. માંખીઓ માટે કાગળ

૭૯. આગ ઓલવવાની સરસ રીત ૮૦. દુધનો ભુકો બનાવી લાંબી મુદત રાખી મુકવાની રીત ૮૧-૮૨. લાંબી મુદત સુધી દુધ રાખી મુકવાની રીત ૮૩. કોઈપણ ધાતુપર પીતળ જેવા રંગ ચડાવવાની રીત ૮૪. તસવીરપર વારનીસ લગાવવાની રીત ૮૫. સુકાઈ જતાં ફુલ ઝાડને તાજાં કરવાની રીત ૮૭. સીરકો બનાવવાની રીત ૮૮. દાંતના દરદનો ઉપાય ૮૯. અસ્ત્રા તેમજ બીજા હથીઆરો તેજ કરવાના કાગળ ૯૦. ઊંદર આવતા અટકાવવાનો ઉપાય ૯૧. બનાવટી અબનુસનું લાકડું ૯૨. ઢાળેલી અથવા કોતરેલી ચીજોના નમુના લેવાનું મિશ્ર ૯૩. સારસાપરીલાનો અરક બનાવવાની રીત ૯૪. દાંતના દરદ માટે મિશ્ર ૯૫. કોસ્ટીક પોટાશ બનાવવાની રીત ૯૬. દુધનો બરફ બનાવવાની રીત ૯૭-૯૮. બરફ બનાવવાની યુકીઓ ૯૯-૧૦૧. મોતીની છીપ, સીંગડાં, અને હાથીદાંત પાલીસ કરવાની રીત ૧૦૨-૧૦૩, સોનાના ચીજો સાંધવા માટે મિશ્ર ધાતુ ૧૦૪. જરમનસીલવરની ચીજો તથા ચામડાનો સામાન પાલીસ કરવાની રીત ૧૦૫-૧૦૬. કાચની સીલ બનાવવાની રીત ૧૦૭.

## પ્રકરણ ૧૮ મું. પૃષ્ટ ૧૧૧ થી ૧૧૬ સુધી.

Receipts for preparing at home various chemicals required in the above experiments.

અંદર આવેલી દવાઓ ઘેર બનાવવા માટે સહેલી રીતો.

એકવારીજીઆ ૧-૨. ગોલ્ડ સાઈઝ ૩. ગોલ્ડ પાઉડર, ૪. સીલવર પાઉડર ૫. નાઈટ્રેટ ઓફ સીલવર ૬. કલોરાઈડ ઓફ સીલવર ૭. નાઈટ્રેટ ઓફ મરક્યુરી ૮. પ્રોટોકલોરાઈડ ઓફ ટીન ૯. સલફેટ ઓફ ઈન્ડીગો ૧૦. કલોરાઈડ ઓફ ગોલ્ડ ૧૧. પ્લાટીનમ કલોરાઈડ ૧૨. સલફેટ ઓફ ઝીંક ૧૩. ઓકસાઈડ ઓફ કોપર ૧૪. ચરટીઅર્સ કોપર ૧૫. પટ્ટી પાઉડર ૧૬. ઓકસાઈડ ઓફ આયરન ૧૭. ડીસ્ટીલ્ડ વાટર ૧૮. નાઈટ્રોમ્યુરીએટ ઓફ ટીન ૧૯, નાઈટ્રેટ ઓફ આયરન ૨૦,

### પ્રકરણ ૧૯ મું. પૃષ્ટ ૧૧૭ થી ૧૪૯ સુધી.

### Dyeing cotton, silk & wool in 155 colors.

### સુતર, ઉન અને રેશમ ઉપર જુદી જુદી જાતના રંગ ચડાવવા બાબત.

સુચના. રંગ બેસાડવામાં તથા લાલ અને પીળા રંગ રંગવામાં વપરાતી ચીજો નામ તથા તેમને ઝાડમાંથી કાઢવાની રીતો પાને ૧૧૭–૧૨૪. રેશમ ઉપર જુદી જાતના લાલ રંગ ચડાવવા બાબત રીત પાને ૧૨૪–૧૨૬. સુતર ઉપર જુદા જુદા ૨૦ જાતના લાલ રંગ ચડાવવા વિશે ૧૨૬–૧૨૯. જુદી જુદી જાતના પીળા રંગ ૧૨૯–૧૩૦. રેશમ ઉપર ૪ જાતનો પીળો રંગ ચડાવવા વિશે ૧૩૦. સુતર ઉપર ૯ જાતનો પીળો રંગ ચડાવવા વિશે ૧૩૧. ઉન ઉપર ૫ જાતનો પીળો રંગ પાને ૧૩૨. રેશમ ઉપર ૩ જાતનો આસમાની રંગ ૧૩૩. સુતર ઉપર ૬ જાતનો આસમાની રંગ ૧૩૪–૧૩૫. ઉન ઉપર ૧ જાતનો આસમાની રંગ ૧૩૫. રેશમ ઉપર ૨ જાતનો કાળો રંગ ૧૩૬. સુતર ઉપર ૧૧ જાતનો કાળો રંગ ૧૩૬–૧૩૭. ઉન ઉપર કાળો રંગ ૧૩૭. રેશમ ઉપર જાંબુડો રંગ ચડાવવાની રીત ૧૩૮. સુતર ઉપર ૨૧ જાતનો જાંબુડો રંગ રંગવાની રીત ૧૩૮–૧૪૦. ઉન ઉપર જાંબુડો રંગ ૧૪૦. રેશમ ઉપર ૨ જાતનો લીલો રંગ ૧૪૦. સુતર ઉપર ૧૫ જાતનો લીલો રંગ ચડાવવાની રીત ૧૪૧–૧૪૩. ઉન ઉપર ૨ જાતનો લીલો રંગ ૧૪૩. રેશમ ઉપર ૨ જાતનો નારંગીઓ રંગ ૧૪૩. સુતર ઉપર ૧૨ જાતનો નારંગીઓ રંગ ૧૪૪–૧૪૫. ઉન ઉપર નારંગી રંગ ૧૪૫. રેશમ ઉપર ભુરો રંગ ૧૪૫. સુતર ઉપર ૨૩ જાતનો ભુરો રંગ ૧૪૫–૧૪૮. ઉન ઉપર ૪ જાતનો ભુરો રંગ ચડાવવાની રીત ૧૪૮–૧૪૯. કુલ ૧૫૫ જાતના રંગ છે.

કુલ બધા પ્રકરણમાં મળી ૫૭૧ હુન્નરની રીતો આવેલી છે.



# खजाने हुन्नर.

## પ્રકરણ ૧ લું.

### Electrometallurgy.

### વીજળીથી ગીલ્ટ ચઢાવવાની રીત.

આ રસીક હુનરનો શોધ પહેલ વહેલો ઈ. સ. ૧૮૦૫ માં થયો હતો અને ૧૮૩૯ની સાલમાં પ્રોફેસર ડેનાઅલ તેને હાલ જે પુર્ણતાની સ્થીતિને પામ્યોછે તે સ્થીતિમાં લાવ્યો હતો. આટલી પુર્ણતા પામ્યા છતાં પણ તેમાં કેટલીક ખામીઓ છે અને કેટલાક સુધારા કરવાની જરૂર છે અને તે સુધારા કરવા પાછળ હાલના વિદ્વાન રસાયણ શાસ્ત્રીઓ લાગેલા છે. હાલમાં વીજળીને કાચી ધાતુઓમાંથી ચોખ્ખી ધાતુ જુદી પાડવાને, કેટલાક મીશ્રોનું પ્રથક્કરણ કરવાને, ચાંદી, સોનું, ત્રાંબુ વીગેરે તમામ ધાતુઓનો એક બીજા ઉપર ગીલ્ટ ચઢાવવાને, જથાબંધ ચાંદ અને નમુના બનાવવાને, સીલ્પકામ, અને માટીની અને પથ્થરના ચીજોના નમુના લેવા માટે, છાપ અને પુતળાં બનાવવાને માટે, ફળ, ભાજીપાલો ઝાડ વીગેરે, કુદરતી ચીજોના નમુના ધાતુમાં પાડવા માટે અને બીજાં અગણીત કામમાં વાપરવામાં આવેછે.

ચાંદી અને સોનાના ગીલ્ટ ચઢાવવાનું વર્ણન આપ્યા બાદ બીજી હલકી ધાતુઓના ઢોલનું વર્ણન આપવામાં આવશે અને ત્યારબાદ વીજળીની મદદ શિવાય ગીલ્ટકામ કરવાની રીતોનું વર્ણન કરવામાં આવશે.

ગીલ્ટનું કામ શરૂ કર્યા પહેલાં તેમાં વપરાતી બેટરીઓનું

અને તે કામમાં જોઈતી સંભાળ લેવાની સુચના આપવી દુરસ્ત ધારી છે.

સાધારણ રીતે આ કામમાં ત્રણ ચાર જાતની બટેરીઓ વપરાયછે તેમાં ડેનીઅલ અને બનસનની બટેરીઓ સૌથી સરસ છે. હવે કોઈપણ જાતની બટેરી વાપરો તો પણ તેમાં દરેકમાં અનુક્રમે ત્રાંબાનાં અને જસતનાં પતરાં ગોઠવેલાં હોયછે, અને તેમને ત્રાંબાના તારથી એક બીજાની સાથે જોડી દેવાથી વીજળીક સંબંધ જારી થાયછે. વધારે ખુલાસા માટે દાખલો લઈએ કે:—પહેલાં ચાર કાચના સરખા કદના પ્યાલા લઈ તેમાં ૧ ભાગ ગંધકનો તેજાબ (સલફ્યુરીક એસીડ) અને ૮ ભાગ પાણી એ એનું મીશ્ર ભરવું. પછી દરેકની અંદર એક સરખી જાડાઈ લંબાઈ અને પહોળાઇનાં ત્રાંબા અને જસતનાં પતરાં મુકવાં અને તેમને ત્રાંબાના તારથી એવી રીતે જોડવાં કે પહેલા પ્યાલાના જસતના કટકાનો સંબંધ બીજા પ્યાલાના ત્રાંબાના કટકા જોડે થાય. અને બંને બાજુના તારના છેડાને ગીલ્ટ કરવાના મીશ્રમાં જોડી દેવાથી ગીલ્ટનું કામ શરૂ થાયછે. જે વાસણપર ગીલ્ટ ચઢાવવો હોય તેમને જસતના પતરા તરફના તારના છેડા સાથે લટકાવી ગીલ્ટ ચઢાવવાના પાણીમાં લટકાવેછે અને જે ધાતુનો ગીલ્ટ ચઢાવવો હોય તે ધાતુના પતરાને ત્રાંબાના પતરા તરફના તારના છેડા સાથે બાંધી લટકાવેછે. હવે પ્યાલા માહેલાં જસતનાં પતરાં ત્રાંબા કરતાં વધારે જલદી ખવાઇ જાયછે માટે તેમને તેજાબના પાણીમાં મુકવા પહેલાં પારામાં ડુબાવી ઘસવા પડેછે. આથી કરીને તે પતરૂ જલદી ખવાતું નથી અને વળી તેની વીજળી પેદા કરવાની શક્તિ ઓછી થતી નથી. વધારે અગત્યની સુચનાઓ નીચે મુજબ.

૧. કોઈપણ ધાતુનો ઢોળ ચઢાવતા પહેલાં ઢોળ ચઢાવવાનું મીશ્ર અને બટેરીની વીજળી પેદા કરવાની શક્તિ એ બેનું કાંઈ પ્રમાણ હોવું જોઈએ. ઢોળનું કામ જલદી કરવા માટે ચાર રીત છે. પહેલી બટેરી મોટી રાખવી, બીજું તેજાબ જલદ વાપરવું અને પાણી થોડું નાખવું. ત્રીજું ઢોળ ચઢાવવાના મીશ્રને ગરમ કરવું, અને ચોથું જસતનાં પતરાંને બટેરીમાં વધારે ડુબતાં રહે તેમ રાખવાં. આ બધાથી ઉલટું કરવાથી અસરપણ ઉલટી થાયછે એટલે ઢોળનું કામ ધીમે ચાલેછે.

૨. જ્યારે બટેરીનું જોર કામ કરતીવખતે નરમ પડી જાય ત્યારે તેમાં બીજું વધારે તેજાબ નાંખી હલાવવું અથવા તો માંહેનું તેજાબ તદન કાઢી નાંખી નવું ભરવું. બટેરીની અંદરનું તેજાબનું પાણી કદી ધાડું થવા દેવું નહીં. ઢોળનું કામ ચાલે તે દરમ્યાન જો ત્રાંબાના પતરા ઉપર જસત ચડેલું દેખાય તો જાણવું કે તેજાબ થઈ રહ્યું છે. બટેરીના તાર અને તેના છેડા ખુબ સાફ રાખવા.

૩. બટેરીમાં ભરવાના તેજાબનું તેમજ ઢોળ ચઢાવવાના મીશ્રનું પ્રમાણ વારે વારે બદલવું નહીં.

૪. જે વાસણપર ગીલ્ટ ચઢાવવો હોય તેની સપાટી કરતાં મોટી સપાટીનું જે ધાતુનો ઢોળ ચઢાવવો હોય તેનું પતરૂં બટેરીના છેલા ત્રાંબાના પતરા તરફના તાર સાથે બાંધી મીશ્રમાં રાખવું.

૫. ઢોળ ચઢાવવાનાં વાસણોને મીશ્રમાં સીધા લટકાવવાં અને તેમને વારે વારે હલાવતા રહેવું.

૬. જે વાસણપર ઢોળ ચઢાવવો હોય તે જો ખડબચડું અને વાંકું ચુકું હોય તો ઢોળ ચઢાવવાની ધાતુના પતરાને પણ લગભગ તેના જેવું ટીપીને કરવું અને ત્યા-

રબાદ આગળ કહ્યા મુજબ લટકાવવું. આમ કર્યાથી ઢોળ થોડીવારમાં અને વધારે સરખી રીતે ચડેછે.

૭. જોડવાના તાર હમેશાં ત્રાંબાના રાખવા જોઇએ. અને જે વાસણપર ઢોળ ચઢાવવો હોય તેને જસતના પતરા તરફના તારથી લટકાવવું., અને જે ધાતુનો ઢોળ ચઢાવવો હોય તેનું પતરૂં ત્રાંબાના પતરા તરફના તાર સાથે લટકાવવું.

૮. જે ધાતુનો ઢોળ ચઢાવવો હોય તેનું પતરૂં મીશ્રમાં લટકાવી રાખવાનું કારણ એછે જે જેમ જેમ વાસણપર મીશ્ર માહેલી ધાતુ ચડતી જાયછે તેમ તેમ મીશ્રમાંથી તે ઓછી થાયછે પણ આ લટકાવેલા પતરામાંથી ગળીને પાછી તેમાં પડતી જાયછે તેથી મીશ્રનું પ્રમાણ સમધારણ રહેછે.

૯. ઢોળ ચઢાવવાના કામમાં હમેશાં સાયનાઇડ ઓફ પોટાશ વપરાયછે. આ દવા ઘણી ઝેરી છે માટે હાથમાં લેવી નહીં તેમ તેના પાણીમાં હાથ ડુબાવવો નહીં પણ જરૂર પડે કાચની સળીથી હલાવવું. વળી ઢોળનું કામ ચાલતી વખતે તે મીશ્રમાંથી "સાયાનંજન" નામનો એક ઘણો ઝેરી ગ્યાસ અથવા હવા નીકળેછે માટે આ કામ હમેશાં ખુલ્લી હવાવાળી ઓરડીમાં કરવું. અને હવાની આવજાવ માટે બારી બારણાં સઘળાં ખુલ્લાં રાખવાં.પણ જો એ કામ બંધ કોટડીમાં કરવામાં આવે તો કારીગરોના માથામાં ચકર આવેછે અને મીશ્રમાં હાથ ડુબાવ્યો હોય તો તે પર ફોલા ઉઠી આવેછે. આટલા કારણો માટે કારીગરોએ ઉપલી સુચનાઓ ધ્યાનમાં રાખી કામ કરવું. અને જો આટલી સંભાળથી કામ કરે તો કાંઈપણ જોખમ નથી કારણ કે સાયનાઈડ ઓફ પોટાશ શીવાય બીજી કોઈ ઝેરી ચીજ

વપરાતી નથી. એક પ્રખ્યાત વૈદકશાસ્ત્રી તો એમ પણ કહેછે જે ઢોળનું કામ કરનારા માણસો દિવસે દિવસે જાડા થતા જાયછે કારણ કે તે કામમાં વપરાતું ગંધકનું તેજાબ તેમજ જસત અને ત્રાંબુ એ બધાનો થોડો ભાગ તેમના ચામડીના છીદ્રદ્વારાએ તેમના શરીરમાં પ્રવેશ કરેછે અને તેથી કરીને તેમની પાચન શક્તિ વધેછે. આટલું છતાં પણ ઢોળ ચઢાવવાના કામમાં તેમજ રસાયણશાસ્ત્રના પ્રયોગો કરવામાં સંભાળ લેવી જરૂરની છે કેહેવત છે કે—"chemical expnriments and Surgical insruments are dangerous tools to play wish" એટલે રસાયણશાસ્ત્રના પ્રયોગ અને કાપ કુપનાં હાથીઆરો સાથે રમત કરવી એ સલામતી ભરેલું નથી. આટલી સુચનાઓ ધ્યાનમાં રાખ્યા બાદ ઢોળનું કામ નીચે મુજબ કરવું. તેમાં ચાંદીનો ઢોળ પહેલો આપેલો છે.

---

## ૧. ચાંદીનો ગીલ્ટ.

અસલના વખતમાં ત્રાંબાપર ચાંદી ચઢાવવા માટે બન્ને ધાતુના સરખા કટકા સાથે જોડી દઇને તેમને ખુબ ટીપીને જોઇએ તેવો ઘાટ છાપીને બનાવતા. આ રીત હાલના વખતમાં નાબુદ થવાનું કારણ એ છે જે પતરાનો ઘાટ બનાવ્યા પહેલાં તેને રસવામાં આવતું તેથી કોઈ જગાએથી ઢોળ ઉતરી જાય તો ફરીથી ચઢાવાતો નહી. પણ વીજળીની મદદથી તો પતરાંનો ઘાટ બનાવ્યા પછી તેપર ઢોળ ચઢાવી શકાયછે અને કોઈ જગાએથી ઉખડી જાય તો ફરીથી ચઢાવાય છે.

ઢોળ ચઢાવવા પહેલાં ચાંદીનું સાયનાઇડ જેને ઇંગ્રેજીમાં સાયનાઇડ ઓફ સીલવર કહેછે તે બનાવવું પડેછે. તે બ-

નાવવાની બે રીત છે. એક વીજળીથી અને બીજી વીજળીની મદદ શીવાય.

૧. **વીજળીની મદદ શિવાય.** ૧ ભાગ (નાઇટ્રેટ ઓફ સીલ્વર) ને ૧૦ ભાગ પાણીમાં ગાળવી. આ રીતે બનાવેલ પાણીમાં સાયનાઇડ ઓફ પોટાશનું પાણી ધીમે ધીમે નીચે ધોળો ભુકો બેસતો જાય ત્યાં સુધી નાંખવું. બધો ભુકો નીચે બેસી જાય એટલે બસ કરી ઉપરનું પાણી કાઢી લેવું. (સાયનાઇડ ઓફ પોટાશનું પાણી એકદમ નાંખવાથી નીચે બેસતો ભુકો પાછો ગળી જાયછે અને નુકસાન થાયછે.) હવે આ ભેગા કરેલા ધોળા ભુકા ઉપર બીજુ સાયનાઇડ ઓફ પોટાશનું પાણી ભુકો ગળી જાય ત્યાં સુધી નાંખવુ. આ રીતે તૈયાર કરેલ મિશ્રમાં વધારે ચોખ્ખું પાણી નાંખવું કે જેથી ૧૦ શેર પાણીમાં ૨॥ ભાર ચાંદી રહે એવા પ્રમાણનું મિશ્ર બને.

**બીજી રીત.** વિજળીની મદદથી. મોટા કારખાનામાં આ રીત વપરાય છે કારણ તે ઘણી સહેલી છે. અને ૧૦ શેર પાણીમાં ૨॥ ભાર ચાંદી રહે તેમ બના શકેછે. એક મોટા વાસણમાં ૧૦ શેર પાણી ભરી તેમાં ૧ા ઔંસ અથવા ૩॥ ભાર સાયનાઇડ ઓફ પોટાશ નાંખવું. આ પાણીમાં એક માટીનું વાસણ તેનું મોઢું ૧ ઇંચ પાણીથી બહાર રહે તેમ રાખવું અને તેમાં પણ તેજ પાણી ભરવું. આ માટીના વાસણમાં એક ત્રાંબાનું પતરૂં મુકી તેને બટેરીના જસતના પતરા તરફના તાર સાથે જોડવું અને મોટા વાસણમાં એક ચાંદીનું પતરૂં મુકી તેને બટેરીના ત્રાંબાના પતરા તરફના તાર સાથે જોડવું. આ રીતે કરી થોડા કલાક રાખી મુકવાથી ઢોળ ચઢાવવા લાયક પ્રમાણનું મિશ્ર બનશે. ચાંદીના પતરાને પાણીમાં નાખ્યા પહેલાં

અને પછી જોખી જોવાથી કેટલી ચાંદી ગળી તે માલમ પડશે.

ઉપર લખેલી બેમાંથી ગમે તે રીતથી બનાવેલ સાય-નાઇડથી ત્રાંબુ, પીતળ, જરમન સીલવર વગેરે બીજી ધાતુઓપર ચાંદીનો ગીલ્ટ ચઢશે.

હવે જે વાસણપર ગીલ્ટ ચઢાવવો હોય તેને પહેલાં સાફ કરવાં જોઇએ કારણ કે તેમના કોઈ ભાગપર કાટ અથવા ચીકટ રહી જાયછે તો તે ભાગપર ગીલ્ટ ચઢતો નથી, અને જો ચઢેછે તો તે તરત ઉખડી જાયછે અને સઘળી મેહેનત બરબાદ જાયછે. માટે વાસણને પહેલાં સારીપેઠે માંજીને તેમને ૦॥ શેર કોસ્ટીક સોડા અથવા પોટાશને ૧૦ શેર પાણીમાં નાંખી તેમાં ઉકાળવાં બાદ બહાર કાઢી ઘણાજ કમજોર નાઇટ્રીક આસીડમાં ડુબાવી કાઢવાં. આથી કરીને ચીકટ અને કાટ સાફ થશે. આ પ્રમાણે કરીને તેમને બારીક રેતીથી ઘસીને ધોવાં અને બાદ લુછી નાંખી વજન કરવું. ત્યારબાદ તેપર તાર બાંધી નિચેના મિશ્રમાં ઝટ ડુબાવી કાઢી લેવાઃ—

| | | |
|---|---|---|
| સલફ્યુરીક એસીડ. (ગંધકનો તેજાબ)... | ૬૪ | ભાગ. |
| નાઇટ્રીક એસીડ ..................... | ૩૨ | ,, |
| હાઇડ્રોક્લોરીક એસીડ................ | ૧ | ,, |
| પાણી.................................. | ૬૪ | ,, |

આ મિશ્રમાં ડુબાવીને તરતજ ચોખ્ખા પાણીમાં ધોઇને એક ક્ષણની પણ ઢીલ કર્યા વિના (નાઇટ્રેટ ઓફ મરક્યુરી) ના પાણીમાં સફેદ દેખાય ત્યાં સુધી રાખી કાઢી લઇને બેટરીના જસતના પતરા તરફના તાર સાથે બાંધી મિશ્રમાં લટકાવવાં અને ત્રાંબાના પતરા તરફના તારથી એક ચાંદીનું પતરૂં સામું લટકાવવું. આ પ્રમાણે થોડો વખત રાખવાથી વાસણોપર જાડા કાગળ જેવો જાડો ઢોળ ચઢેછે.

વાસણોપર કેટલી ચાંદી ચડી તે તે જોવા માટે તેમને વ-
ખતો વખત જોખવાં પડેછે.

આ પ્રમાણે ચડેલો ઢોલ ઝાંખો હોયછે માટે તેને ચળ-
કતો કરવા માટે તેપર ઓપ ચઢાવવો પડેછે. આ ઓપ
ઘણુંકરીને અકીકના કટકાથી અથવા પોલાદના કટકાથી
ઘસવાથી ચડેછે.

હવે ઢોળ ચઢાવેલાં જુનાં વાસણોપર ફરીથી ચાંદી ચ-
ડાવવાના ફતી નીચે મુજબ છે. જુનાં વાસણોપર નવો
ઢોળ ચડે ત્યાર પહેલાં જુની ચાંદી કાઢી લેવી અવશ્યનીછે.
તે ચાંદી કાઢી લેવા માટે વાસણોને ગંધકનો તેજાબ, સુરો-
ખાર અને પાણી એ ત્રણના મિશ્રમાં રાખી મુકવાં પડે
છે જેથી તેમને કાંઈપણ નુકસાન થયા વિના સઘળી
ચાંદી ગળી જાયછે. આ રીતે ગળેલી ચાંદી પાછી મેળ-
વવા માટે તેમાં મીઠાનું પાણી નાંખેછે જેથી સઘળી ચાંદી
ચાકના ભુકા માફક નિચે બેસેછે તેને લઇને કારબોનેટ
ઓફ સોડા અથવા પોટાશની સાથે દેવતાપર પીગાળવા
થી ખરી ચાંદી મળેછે.

ચાંદી ઉખેડી લીધા પછી સાધારણ વાસણોને માટે
આપેલી રીત મુજબ સાફ કરી ઢોળ ચઢાવવો.

**ચેતવણી.** કોઈ વખતે એમ બનેછે કે ઢોળ સાફ ચઢવાને
બદલે વાસણોપર લીટીઓ પડી રહેછે. આમ થતું અટ-
કાવવાને કાંઈ યુક્તિથી વાસણોને હાલતાં રાખવાં. વળી
ઘણીવાર એમ પણ બનેછે કે મિશ્ર માંહેલી સઘળી
ચાંદી વાસણોપર ચડી રહ્યા પછી જો તે વાસણો કાઢી લે-
વામાં ન આવે તો ચડેલી ચાંદી ફરીથી પીગળી જાયછે
અને કરેલી મેહેનત રદ થાયછે માટે તેમ થતું અટકાવ-
વાને બનતી સંભાળ લેવી.

## ૨. સોનાનો ગીલટ.

આગળના વખતમાં સોનાને પારામાં નાંખી તે પારો વાસણપર ચડાવતા અને પછી વાસણોને દેવતામાં નાંખતા જેથી સઘળો પારો ઉડી જઈ સોનું માત્ર રહેતું. પણ આ રીત કારીગરોને ઘણી નુકસાનકારક હતી કારણ કે પારાનો ધુમાડો ઘણો ઝેરી હોવાને લીધે કારીગરોનાં દાંત, મોહોડું અને ફેફસાને ઘણું નુકસાન પહોંચતું. સારાં ભાગ્યે આ નાશકારક રીત નાબુદ થઈ છે અને તેની જગા વીજળીએ લીધી છે જેથી કરીને ચાંદી પ્લાટીનમ, કલાઈ, ટુંકામાં સરવે ધાતુઓપર સોનાનો ગીલટ ચડી શકેછે.

ઢોળ ચઢાવવા માટે સોનાનું સાયનાઈડ જેને સાયનાઈડ ઓફ ગોલ્ડ કહેછે તે બનાવવું પડેછે. તેની બે રીત છે. પહેલી. રસાયણ શાસ્ત્રની મદદથી તેમાં (ક્લોરાઈડ ઓફ ગોલ્ડ) અને થોડો મેગનીશીઆ એ બેને એક કુલડીમાં નાંખી જરા ગરમ કરી ઠંડું પાડવું જેથી સોનાનો બારીક ભુકો થશે. આ ભુકાપર સાયનાઇડ ઓફ પોટાશનું પાણી નાખવાથી તે ગળી જાયછે અને ઢોળ ચઢાવવાનું મિશ્ર અથવા સાયનાઇડ ઓફ ગોલ્ડ બનેછે. બીજી રીત. વીજળીની મદદથી આમા પણ ચાંદીના સાયનાઇડની માફક જ કરવું પડેછે માટે ફરીથી લખી જગા ભરવા જરૂર નથી. ફેર માત્ર એટલોજ છે કે આમાં પાણી ને આંગળી દાઝે તેટલું ગરમ કરવું પડેછે અને બીજું ચાંદીના સાયનાઈડમાં ૧૦ શેર પાણીમાં ૧ આંઉસ ચાંદી હોયછે પણ સોનાના સાયનાઇડમાં ૧૦ શેર પાણીમાં ૦ા આંઉસ સોનું હોયછે. ત્રીજું ચાંદીના સાયનાઈડમાં (નાઇટ્રેટ ઓફ સીલવર) વાપરેછે તેને બદલે આમાં (ક્લોરાઈડ ઓફ ગોલ્ડ)

વાપરવું. ઢોળ ચઢાવવાની ચીજો નાની હોય તો ાા આં- ઉસ કરતાં પણ ઓછું સોનું નાંખવું.

વાસણો સાફ કરવા માટે ચાંદીના ગીલ્ટમાં આપેલી રીત બસ છે, પણ જો વાસણો ચાંદીનાં હોય તો તેમને છેલ્લીવાર નાઇટ્રીક આસીડમાં ડુબાવવાં નહીં. વાસણને સાફ કર્યા પછી તારથી બાંધી ચાંદીના ઢોળની માફકજ વીજળીક સંબંધ જારી કરવો અને ત્રાંબાના પતરા તરફના તાર સાથે ચાંદીને બદલે સોનાનું પતરૂં બાંધવું. સોનાનો ગીલ્ટ ચડાવતી વખતે સાયનાઇડના મિશ્રને ગરમ કરવાથી ઘણો ફાયદો થાયછે અને જો પાણી ઘણું ગરમ હોય તો નાની ચીજો માટે બેત્રણ મીનીટ બસ છે ચાંદીનાં વાસ- ણપર ગીલ્ટ કરવો હોય ત્યારે તેમને સાફ કર્યા બાદ થંડા પાણીમાં રાખી મુકવાં અને કામ પડે ત્યારેજ બહાર કાઢી મિશ્રમાં લટકાવવાં:

**લોઢું, કલાઈ, સીસું વગેરેપર સોનું ચડાવવાની રીતઃ—** આ ધાતુઓપર સોનાનો ઢોળ ચઢાવવો હોય તો તેમનાપર પહેલ વહેલાં ત્રાંબાનો ઢોળ ચઢાવવો પડેછે. ત્રાંબાનો ઢોળ ચઢાવવાની રીત આગળ આપવામાં આવશે.

હવે વાસણપર ચડેલા સોનાના રંગના ચળકાટનો આ- ધાર બટેરીના જોર અને પાણીની ગરમી ઉપર આધાર રાખેછે; માટે આ બે બાબતો ઉપર ધ્યાન આપવાથી તેનો ચળકાટ તથા રંગ ફેરવી શકાય છે. જેમકે બટેરી ઘણી જોરવાળી હોયછે તો સોનાનો રંગ જરા કાળાશ ઉ- પર આવેછે. જો બટેરી કમજોર હોય અને પાણી ઘણું ટાઢું હોય તો સોનાનો રંગ ફીકો પડેછે; પણ જો બંને બરાબર એટલે વીજળીનું જોર માફકસર અને પાણી ગરમ હોય તો રંગ પીળો અને જરા કાળાશ ઉપર હોયછે અને છે-

વટે તેપર ઓપ ચડાવવાથી સરસ પાળો રંગ દીપી નિકળે છે. ઘોળ ચઢાવવા પહેલાં અને પછી વાસણોને જોખવાથી ચડેલા સોનાનું વજન માલમ પડેછે. સોનાના સાયનાઇડ-માં ઢોળ ચઢી રહ્યા પછી સોનું રહી ગયું હોય તો તેમાં થોડું સાફ પાણી નાંખી, પછી તેમાં જરા હીરાકસીનું પાણી નાંખવું જેથી સોનાનો કાળો ભુકો નીચે બેસસે તે એકઠો કરી ટંકણખારની સાથે પીગાળવાથી સાફ સોનું નીક-ળી આવશે.

### ૩. ત્રાંબાનો ગીલ્ટ ચઢાવવા વિશે.

આગળના વખતમાં લોઢું, પોલાદ, જસત વિગેરે ઉપર ત્રાંબુ ચઢાવવા માટે તેમને મોરથુથુના પાણીમાં ડુબાવી રાખતા. આ રીત સહેલી હતી તોપણ ગીલ્ટ મજબુત ન-હોતો અને જલદી ઉખડી જતો. આટલા કારણ માટે વિજળીનો ઉપયોગ શોધી કાઢ્યો અને મોરથુથુના પાણીને બદલે સાયનાઇડ ઓફ કોપર વપરાવા લાગ્યું. તે બનાવ-વાની કૃતી નીચે મુજબ છે:—

મોરથુથુનું પાણી બનાવી તેમાં સાયનાઇડ ઓફ પોટા-શનું પાણી જ્યાં સુધી કાલો ભુકો નીચે બેસે ત્યાં સુધી નાં-ખવું અને હલાવતા જવું. કાળો ભુકો ન બેસે એટલે બસ કરવું, નહીં તો તે ભુકો પાછો ગળી જશે. આ ભુકો પેદા થતી વખતે જે ક્રિયા થાયછે. તે વખતે એક જાતનો ઝેરી ગ્યાસ પેદા થાયછે તેનો શ્વાસ ન લેવાને પુરતી સંભાળ લેવી, અને ખુલ્લી હવામાં કામ કરવું. આ રીતે નિચે બેઠેલા ભુકાને કાઢી લઈ તેને બેચારવાર પાણીથી ધોવો અને છે-વટે તેને કપડાપર મુકી તે ઉપર સાયનાઇડ ઓફ પોટાશનું પાણી નાંખવું જેથી તે સઘળો ગળી જશે. ૧ શેર મોર-થુથુમાંથી ૧૦ શેર મિશ્ર બનવું જોઇએ. આ મિશ્રને એક

ત્રાંબાના વાસણમાં નાંખી ગરમ કરવું. બાદ વાસણોને સાફ કરી આગળ બીજી ધાતુઓના ઢોળમાં આપેલી રીત મુજબ વિજળીક સબંધ જારી કરવો. એટલે થોડી મિનીટમાં વાસણપર ત્રાંબાનું પાતળું પડ ચઢી જશે. ત્રાંબાનો ઢોળ ચઢાવવાની રીત ઘણી ખરચવાળી હોયછે તેમ તેનો ઢોળ ચઢાવવાનો પ્રસંગ પણ ઘણો થોડો હોયછે.

૪. **જસતનો ઢોળ:**—જસતનો ગીલ્ટ ચઢાવવા માટે ૨ પાંઉડ ( સલફેટ ઓફ ઝીંક ) ને ૧૦ શેર પાણીમાં નાંખી તે પાણીમાં વાસણો લટકાવી વીજળીક સંબંધ જારી કરવાથી તેનો ઢોળ ચડી શકેછે.

૫. **લોઢાનો ઢોળ:**—આ ઢોળ હીરાકસીના પાણીથીચડેછે.

૬ **કલાઇનો ઢોળ:**—(પ્રોટો કલોરાઇડ ઓફ ટીન) માં ખુબ પાણી નાંખી બીજી ધાતુના ઢોળની માફક વિજળીક સંબંધ જારી કરવો.

૭. **પીતળ અને બીજી મિશ્રધાતુઓનો ગીલ્ટ ચડાવવા વિશે:**—આ બાબતની ચાર રીત છે. પીતળનો ઢોળ ચઢાવતી વખતે સાધારણ બટેરી કામમાં આવતી નથી પણ તેમાં જસતનાં પતરાંને બદલે પીતતળનાં પતરાં મુકવાથી કામમાં આવી શકેછે. બીજું આ પ્રમાણે રાખેલાં પીતળનાં પતરાં ત્રાંબાના પતરાં કરતાં મોટાં હોવાં જોઇએ.

**પહેલી રીત:**—આ રીત પહેલી સને ૧૮૫૨ માં શોધી કાઢેલીછે અને તેનું પરીણામ સંતોષકારક નીપજ્યું કહેવાયુંછે.

| | | |
|---|---|---|
| સાયનાઇડ ઓફ પોટાશ. | ૧ પાંઉડ. | પાણીમાં મિશ્ર કરી ગરમ કરવું અને આ કામમાં ઘણી મજબુત બટેરી વાપરવી. |
| કારબોનેટ ઓફ આમોનીઆ. | ૧ પાંઉડ. | |
| સાયનાઇડ ઓફ કોપર. | ૨ આંઉસ. | |
| ,, ,, ઝીંક. | ૧ આંઉસ. | |
| પાણી. | ૧૦ પાંઉડ. | |

**બીજી રીતઃ**—એક વાસણમાં ૨। પાંઉડ પોટાશ પાણીમાં ગાળવો અને બીજામાં ૦ાા પીંટ એમોનીઆમાં ૨ાા આંઉસ જંગાલ નાંખીને હલાવી તેમાં ૫ આંઉસ (સલફેટ ઓફ ઝીંક) અને ૨ આંઉસ સાયનાઈડ ઓફ પોટાશ નાંખવો. છેવટે આ બને વાસણ માહેલાં મિશ્રને ૬૦ પાંઉડ પાણી નાંખી તેમાં ઢોળ ચઢાવવાનાં વાસણો સાફ કરી લટકાવી વિજળીક સંબંધ જારી કરવો.

**ત્રીજી રીતઃ**—

| | | |
|---|---|---|
| કારબોનેટ ઓફ પોટાશ | ૫૦ ભાગ | પાણીમાં ગાળી વાસણોને આગળ માફક લટકાવી કામ કરવું. |
| ક્લોરાઈડ ઓફ કોપર... | ૨ ,, | |
| સલફેટ ઓફ ઝીંક... | ...૪ ,, | |
| સુરોખાર... ... | ...૨૫ ,, | |



# પ્રકરણ ૨ જું.

## Gilding without battery.

## વિજળીની મદદ શીવાય ગીલ્ટ કરવા વિશે.

### સોનાનો ગીલ્ટ.

**૧. ચાંદી ઉપર સોનાનો ગીલ્ટ ચડાવવાની રીતઃ**—(ક્લોરાઇડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં બ્લોટીંગપેપર અથવા રૂને ડુબાવીને તેને સુકવવો. બાદ તેને બાળીને રાખ કરવી. પછી એક સારૂં બ્રુચ લઇને તેને પહેલાં મીઠાના પાણીમાં ડુબાવીને પછી તૈયાર કરેલી રાખમાં ડુબાવીને સાફ કરેલાં ચાંદીના વાસણપર ઘસવું જેથી થોડી મીનીટમાં તે પર સોનાનું પડ ચડશે.

**૨. ત્રાંબા પીતળના વાસણોપર સોનાનો ગીલ્ટ ચડાવવાની રીતઃ**—(ક્લોરાઈડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પી-

ગાળી તેમાં કારબોનેટ ઑફ પોટાશ અથવા સાયનાઈડ ઑફ પોટાશ નાંખી બીજું વધારે પાણી નાંખવું. પછી જે વાસણોપર ઢોળ ચઢાવવો હોય તેમને સાફ કરી ઉપરના પાણીમાં ઉકાળવાં.

**૩. કાચ અને ચીનીના વાસણોપર સોનાનો ગીલ્ટ.**—તે વાસણોપર પહેલાં (ગોલ્ડ સાઈઝ) પીછી વતી લગાવી થોડીવાર સુકાવા દઈ તેપર સોનાના વરખ ચોડવા.

**૪. બીજી રીતઃ**—(ગોલ્ડ પાઉડર) ૨ ભાગ, ટંકણખાર ૧ ભાગ. એ બંનેને થોડા ટરપીનટાઈનમાં નાંખી તે ઝીણી પીંછીવતી વાસણોપર લગાડવું અથવા ચીતરવું. બાદ તે વાસણોને કોયલાના દેવતાપર અધર મુકવાં અને જ્યાં સુધી ટંકણખાર ફુલે ત્યાં સુધી રાખી ઉતારી લેવાં અને પછી સાફ કરવાં.

**૫. ગજવેલ ઉપર સોનું ચડાવવાની કૃતીઃ**—(ગોલ્ડ પાઉડર) માં ઈથિર નાંખી હલાવી તે મિશ્ર પેન અથવા પીંછીવતી ગજવેલ ઉપર લગાડવું.

**૬. કપડાંપર સોનાનો ઢોળઃ**—(ક્લોરાઈડ ઑફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં કપડાને ડુબાવીને સુકાવવું. બાદ તેને (હાઈડ્રોજન ગ્યાસ) ની સામું ધરવું જેથી થોડીવારમાં સોનાનો રંગ ખુલી નીકળશે.

**૭. ધાતુઓપર ઢોળ ચઢાવવા માટે હમેશાં કામમાં આવે એવું મિશ્રઃ**—(ક્લોરાઈડ ઑફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં જ્યાં સુધી નીચે બેસતો ભુકો ફરીથી હલાવ્યાથી ગળી જાય ત્યાં સુધી હાઇપોસલફાઈટ ઑફ સોડાનું પાણી નાંખવું. આ રીતે તૈયાર કરેલા મિશ્રમાં એક વાદળી ડુબાવીને વાસણોપર ઘસવાથી તેમનાપર સોનાનો ગીલ્ટ ચડશે. આ મિશ્ર ઘણા દિવસ રાખવાથી બગડતું નથી.

૮. **ચાંદીની ચીજો ઉપર ગરમીની મદદથી સોનાનો ગીલ્ટ:—**નવસાર અને રસકપુર સરખે ભાગે લઈ તેમને નાઈટ્રીક આસીડમાં ગાળવા; ત્યારબાદ તેમાં સોનાના પતરાના બારીક કટકા ગળી જાય ત્યાં સુધી નાંખવાં. આ રીતે તૈયાર કરેલ મિશ્રમાં ડુબાવેલી પીંછી ચાંદીનાં વાસણોપર ફેરવ્યાથી તેપર સોનાનો કાળો ઢોળ ચડેછે પણ તેને ગરમીની આંચ બતાવ્યાથી સોનાનો પીળો રંગ ખુલી નીકળેછે.

૯. **લોઢા અને ગજવેલના સામાનપર સોનાનો ગીલ્ટ:—**એક કાચના વાસણમાં સુરો ખાર ૪ આંઉસ, મીઠું ૪ આંઉસ અને ફટકડી ૫ આંઉસ અને થોડું પાણી નાખી હલાવવું. આ પાણીમાં સોનાના વરખ ૧ આંઉસ નાંખી હલાવવા એટલે ગળી જશે. ત્યારબાદ તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકી સઘળું પાણી ઉડાડી નાંખી નીચે રહેલો ભુકો લઈ તેને સ્પીરીટ ઓફ વાઈન અથવા ઈથરમાં નાંખી હલાવીને પીંછીવતી લગાવવાથી સોનાનો ગીલ્ટ ચડશે.

૧૦. **ત્રાંબાપર સોનાનો ગીલ્ટ ચડાવવા વિશે:—**વાસણોને સારીપેઠે સાફ કરી તેમને (નાઈટ્રેટ ઓફ મરક્યુરી) માં ડુબાવવાં જેથી તે સફેદ થશે પછી બીજા થોડા પારામાં સોનું ગાળીને તે પારો આ વાસણપર લગાડવો અને છેવટે તેમને કોયલાના દેવતાપર રાખવાં એટલે સઘળો પારો ઉડી જઈ સોનું માત્ર રહેશે. આ ધુમાડો નીકળે ત્યારે તેનો શ્વાસ લેવો નહીં કારણ કે પારાનો ધુમાડો ઘણો ઝેરી હોયછે.

૧૧. **જસતપર સોનાનો ગીલ્ટ.** આગળ પહેલાં પ્રકરણમાં આપ્યા મુજબ તેપર ત્રાંબાનો ગીલ્ટ ચડાવ્યા પછી

Steel

સોનાનો ગીલ્ટ ત્રાંબાપર ચડાવવાની રીતથી ચડાવવો. કારણ કે ત્રાંબાપર સોનું ઝટ ચડેછે.

૧૨. **સોનાનો ગીલ્ટ ચડાવેલાં ત્રાંબાના વાસણોપરથી સોનું ઉખેડી લઈ ફરીથી ચડાવવાની રીતઃ**—વાસણોપર ટંકણખાર અને પાણીનો લેપ કરી થોડો ગંધકનો ભુકો છાંટવો. બાદ તેમને ભઠ્ઠીમાં મુકી ખુબ તપાવવાં અને પછી ટાઢાં પાડી ઘસવાથી સઘળું સોનું ઉખડી જશે. બાદ તેમને સાફ કરી સાધારણ ત્રાંબાનાં વાસણો માફક ગીલ્ટ ચડાવવો.

૧૩. **ઢોળ ચઢાવેલા ચાંદીનાં વાસણ ઉપરથી સોનું ઉખેડી લેવાની રીતઃ**—નવસારનો બારીક ભુકો કરી તેમાં જરા નાઈટ્રીક આસીડ નાંખી તે મિશ્ર ચાંદીનાં વાસણોપર લગાડી તેમને દેવતાપર મુકવાં અને ધુમાડો નીકળતો બંધ થાય ત્યારે કાઢી લઈ ઘસવાથી સોનું ઉખડી જશે.



# પ્રકરણ ૩ જું.

## Silvering without battery

## વિજળીની મદદ શીવાય ચાંદીનો ગીલ્ટ.

૧. **ત્રાંબા ઉપર ચાંદી ચડાવવાનો ભુકો.** (નાઈટ્રેટ ઓફ સીલવર) ને પાણીમાં પીગાળી તેમાં મીઠાનું પાણી નાંખવું એટલે એક જાતનો ધોળો ભુકો નીચે બેસશે તે ભુકો ૧ ભાગ, મીઠું ૨ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૨ ભાગ, એ બધાં મિશ્ર કરીને જરા પાણી નાંખી એક બુચના કટકાવતી ઘસવું અને છેવટે જરા ખારવાળા પાણીમાં ધોઈ નાંખવું. ઘસવા પહેલા વાસણોપરથી કાટ, ચીકટ વિગેરે દુર કરવાં.

૨. **બીજી રીતઃ**—(ક્લોરાઇડ ઓફ સીલવર) ૪ ભાગ, મીઠું ૧૬ ભાગ, રેસકપુર ૨૧ ભાગ, એ બધાને જરા પાણીમાં મેળવી વાસણોને સાફ કરી નરમ ચામડાવતી ઘસીને તેપર લગાવી ખુબ ઘસવું.

૩. **ત્રીજી રીતઃ**—(ક્લોરાઇડ ઓફ સીલવર) ૩ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૬ ભાગ, ચાક ૨ ભાગ, મીઠું ૩ ભાગ એ બધાને સારીપેઠે મેળવી જરા પાણી નાંખી ભીના બ્રુચ ઉપર લઈ સાફ વાસણપર ઘસવાથી ચાંદીનો ઢોળચડશે.

૪. **કપડાપર ચાંદી ચડાવવાની રીતઃ**—(નાઇટ્રેટ ઓફ સીલવર) ને પાણીમાં પીગાળી તેમાં લાઇકર એમોનીઆ જ્યાં સુધી નીચે બેસતો કાળો ભુકો હલાવવાથી પીગળી જાય ત્યાં સુધી નાંખવું. આ રીતે તૈયાર કરેલા પાણીમાં કપડું ડુબાવી કાઢીને તેને (હાઇડ્રોજન ગ્યાસ) ના સામું ધરવું જેથી થોડીવારમાં તે ચાંદી જેવું દેખાશે.

૫. **ગરમીની મદદથી ચાંદી ચડાવવાની રીતઃ**—એક વાસણમાં ૨૦ શેર પાણી લઈ તેમાં ૧૭॥ આંઉસ સાયનાઈડ ઓફ પોટાશ પીગાળવો અને બીજા વાસણમાં ૫॥ આંઉસ (નાઇટ્રેટ ઓફ સીલવર)ને ૧॥। પીંટ પાણીમાં પીગાળવી. બીજા વાસણ માંહેલું પાણી પહેલા વાસણમાં ધીમે ધીમે નાંખવું અને હલાવતા જવું બાદ તે સઘળા મિશ્રની નીચે તાપ કરવો. આ ગરમ મિશ્રમાં સાફ કરેલી ચીજો થોડીવાર રાખવાથી તેમનાપર ચાંદીનો ઢોળ ચડશે.

૬. **ચાંદીના ઢોળ માટે હમેશાં કામ આવે એવું મિશ્રઃ**—બાઈ સલફાઈટ ઓફ સોડાના પાણીમાં (નાઇટ્રેટ ઓફ સીલવર) નું પાણી નાંખ્યા કરવું એટલે સુધી કે બંનેના મિશ્રથી પેદા થતો ભુકો હલાવ્યાથી પીગળે નહીં.

બાઈ સલફાઈટ ઓફ સોડાને બદલે બાઈ સલફાઈટ ઓફ પોટાશ વાપરે તોપણ હરકત નથી. ઉપર મુજબ તૈયાર કરેલા મિશ્રમાં સાફ કરેલા વાસણો ડુબાવી રાખવાથી તેમનાપર ચળકતો ચાંદીનો ઢોળ ચડશે. ઢોળ ચડાવ્યા પછી પણ બાકી પાણી નકામું થતું નથી તેમજ ઘણા દિવસ રાખવાથી બગડતું પણ નથી.

૭. **ઉપરની માફકજ હમેશા કામ આવે તેવું મિશ્ર:** ૧ આંઉસ (નાઈટ્રેટ ઓફ સીલવર) ને ૨॥ શેર પાણીમાં પીગાળવી. બાદ તેમાં હાઈપોસલફાઈડ ઓફ સોડાના કટકા ધીમે ધીમે નાંખી હલાવતા જવું. આ રીતે નાચે બેસતો ભુકો હલાવ્યાથી પીગળી જાય ત્યાં સુધી કરવું. આ મીશ્રમાં સાફ વાસણો થોડા કલાક ડુબાવી રાખવા અથવા તો જલદી કરવા માટે એક વાદળીનો કટકો તેમાં ડુબાવી વાસણોપર ઘસવો.

૮. **ચાંદીનો ઢોળ ચઢાવવા માટે ભુકો:**—(કલોરાઈડ ઓફ સીલવર) ૪૦ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૧૮૦ ભાગ, મીઠું ૧૨૦ ભાગ, ફટકડીનો ભુકો ૨૧૦ ભાગ એ બધાને વાટી મીશ્ર કરી જરા પાણી નાંખી સાફ વાસણપર ઘસવું.

૯. **બીજી રીત:**—(નાઈટ્રેટ ઓફ સીલવર) ૩૦ ભાગ, મીઠું ૩૦ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૨૧૦ ગ્રેન એ બધાને વાટી મીશ્ર કરી જરા પાણી નાંખી વાસણોપર ઘસવું.



# પ્રકરણ ૪ થું.

## Plating with other metals without battery.

## વીજળીની મદદ શીવાય પરચુરણ ધાતુઓનો ગીલ્ટ.

૧. **પ્લાટીનમનો ગીલ્ટ:**—પાણી ૧૦૦ ભાગ, કોસ્ટીક

સોડા ૧૨ ભાગ, (પ્લાટીનમ ક્લોરાઇડ) ૧ ભાગ એ રીતે મેળવી તેમાં સાફ કરેલી ત્રાંબાની ચીજો ડુબાવવાથી તેપર ઝાંખો ચાંદી જેવો ગીલ્ટ ચડશે.

૨. **જસતનો ગીલ્ટ:**—એક ખાંડણીને દેવતામાં ખુબ ગરમ કરવી અને તેમાં પીગાળેલું જસત નાંખી ટાઢું થાય ત્યાં સુધી ખુબ વાટવું જેથી જસતનો બારીક ભુકો થશે. આ ભુકાને એક ચીનીના વાસણમાં નાંખી તેમાં થોડું નવસારનું પાણી નાંખી તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકી ઉકાળવું. આ ઉકળતા પાણીમાં સાફ વાસણો નાંખવાથી તેપર જસત ચડશે.

૩. **કલાઇનો ઢોળ:**—ત્રાંબા અને પીતળ ઉપર કલાઈ ચડાવવાની રીત:-ક્રીમ ઓફ ટારટર ૬ પાંઉડ, પાણી ૪૦ પાંઉડ, કલાઇના કટકા ૮ પાંઉડ એ સઘળાં ભેગાં ઉકાળવાં અને ઉકળતી વખતે સાફ વાસણો તેમાં નાંખી થોડીવાર ઉકાળવાં એટલે તેમનાપર કલાઈ ચડશે.

૪. **ગજવેલ અને બીજા લોઢા ઉપર કલાઈ ચડાવવાની રીત:**—થોડી કલાઈ અને પારો એ બનેને હાઇડ્રોક્લોરીક આસીડમાં પીગાળવાં. આ મીશ્ર ચીંથરાવતી વાસણપર ઘસવાથી તેપર કલાઈ ચડશે.

૫. **બીજી રીત:**—કલાઈ ૧ ભાગ, જસત ૨ ભાગ, પારો ૬ ભાગ એ બધાને જરા ગરમી ઉપર ગાળવાં બાદ જે વાસણપર કલાઈ ચડાવવી હોય તેપર પહેલાં હાઇડ્રોક્લોરીક આસીડમાં ડુબાવેલ ચીંથરૂં લગાવી બાદ ઉપરનું મીશ્ર લગાવી ખુબ ઘસવાથી કલાઈ ચડશે.

૬. **ગજવેલ અને લોઢા ઉપર પીતળનો ગીલ્ટ:**—પાણી ૨।। શેર, મોરથુથુ ૦।। રૂપીઆભાર, (પ્રોટો ક્લોરાઇડ ઓફ ટીન) ૦।। રૂપીઆભાર એ બધાં મેળવી તે મી-

એમાં સાફ વાસણો ડુબાવવાથી પીતળ ચડેછે. ઉપરની દવાઓના પ્રમાણ બદલવાથી ચડેલા પીતળનો રંગ બદલી શકાયછે.

## પ્રકરણ ૫ મું.

### Alloys and Bronzes.

### બનાવટી અને મિશ્ર ધાતુઓ.

૧. **બનાવટીચાંદી:**—ત્રાંબુ ૭ ભાગ, નીકલ ૨૩ ભાગ, એલ્યુમીનીઅમ ૭ ભાગ. ઉપરની ધાતુઓથી જે મિશ્ર બનેછે તેનો રંગ ઘણો ખુબસુરત હોયછે અને તેના બનાવેલા ઘાટ ઉપર સરસ ઓપ ચઢી શકેછે.

૨. **બીજી રીત:**—કલાઈ ૩ આઉંસ, ત્રાંબુ ૩ પાંઉડ, પહેલાં ત્રાંબાને પીગાળી બાદ કલાઈ નાંખવી.

૩. **જરમન સીલવર:**—પહેલા નંબરનું ઢાળા માટે:- ત્રાંબુ ૫૦ ભાગ, જસત ૨૫ ભાગ, નીકલના કટકા ૨૫ ભાગ, જસત સૌથી છેલુ નાંખવું કારણ કે જેટલી ગરમી ત્રાંબાને ગળવા માટે જોઇએ છીએ તેટલીથી જસત તો પીગળીને ઉડી જાયછે.

૪. **જરમનસીલવર:**—બીજા નંબરનું ત્રાંબુ ૫૦ ભાગ, નીકલ ૧૦ ભાગ, જસત ૨૦ ભાગ, એ બધાંને ભેગાં ગાળવાં.

૫. **જરમનસીલવર.** પતરાં બને તેવું. ત્રાંબુ ૬૦ ભાગ, જસત ૨૦ ભાગ, નીકલ ૨૫ ભાગ. જસતને હમેશાં છેલું નાંખવું અથવા તો ત્રાંબાની નીચે મુકવું.

૬. **ચીનાઈ ચાંદી:**—ત્રાંબુ ૬૫ા ભાગ, જસત ૧૯ા ભાગ, નીકલ ૧૩ ભાગ, ચાંદી ૨ાા ભાગ, ગજવેલ ૧૨ ભાગ.

૭. **બનાવટીનું સોનું:**—ચોખ્ખું ત્રાંબુ ૧૦૦ ભાગ, જસત અથવા કલાઈના કટકા ૧૭ ભાગ, મેગનીશીઆ ૬ ભાગ, નવસાર ૩।। ભાગ; કળીચુનો ૧।।। ભાગ, ક્રીમ ઓફ ટરાટર ૯ ભાગ. પહેલાં ત્રાંબાને ગાળીને બાદ તેમાં મેગનીશીઆ, નવસાર, ચુનો અને ટારટર એ બધાનો ભુકો અનુક્રમે થોડો થોડો નાંખી હલાવતા જવું, બધુ નાંખી રહ્યા પછી ૦।। કલાક ખુબ હલાવીને છેવટે જસત અથવા કલાઈના બારીક કટકા કરીને થોડા થોડા નાંખી હલાવતા જવું. ત્યારબાદ કુલડીને ઢાંકી દઈ ૩૫ મિનિટ સુધી ખુબ ગરમીની આંચ દેવી. આ પ્રમાણે બનેલી ધાતુનાં ઝીણા પતરાં થઈ શકેછે અને તેપર સરસ ઓપ પણ ચડી શકે છે. વળી તે જલદીથી ઝાંખુ થતું નથી અને જ્યારે પડે ત્યારે જરા ખટાશ લગાડવાથી તેનો અસલ રંગ પાછો આવેછે.

૮. **પખાજ અને નાના રમકડા બનાવવા માટે મિશ્ર ધાતુ:**—૮૦ ભાગ ત્રાંબુ અને ૨૦ ભાગ કલાઈ એ બેને ભેગાં ગાળવાં. આ મિશ્ર ધાતુ જ્યારે ઘણી ગરમ હોય તેજ વખતે મરજી મુજબ ટીપીને ઘાટ બનાવવો કારણકે ટાઢું પડ્યા પછી ઘણી બરડ થઈ જાયછે.

૯. **નાની ઢાળાની ચીજો માટે મિશ્ર ધાતુ:**—ત્રાંબુ ૯૫ ભાગ, કલાઈ ૩૬ ભાગ.

૧૦. **લાકડાં વિગેરેપર ચડાવવા માટે સોનેરી ભુકી:**—૨૪ ગ્રેન કલાઈના પતરામાં ૧૨ ગ્રેન ગંધકને વીંટીને તેને એક નાના વાસણમાં મુકી ગરમ કરવું એટલે તે બંને મિશ્ર થઇને એક કાળો પદાર્થ બનશે તેને લઇને વાટવો અને તેમાં ૬ ગ્રેન ગંધક અને ૧૨ ગ્રેન નવસાર વાટીને મેળવવો, બાદ તે મિશ્રને એક કુલડીમાં મુકી દેવતાપર

મુકવું એટલે થોડીવારમાં સોના જેવો ભુકો બનશે તેને બારીક વાટીને સરેસના પાણી સાથે અથવા (ગોલ્ડ સાઈઝ)માં મેળવી લાકડાપર લગાવવાથી તેપર સોનેરી ગીલ્ટ ચડેછે.

૧૧. બીજી રીતઃ—કલાઈ, પારો અને નવસાર એ બધાના સરખા ભાગ લેવા. પહેલાં કલાઇને ગાળીને તેમાં પારો નાંખવો અને પછી નિચે ઉતારી તરતજ ગંધક અને નવસાર સાથે ઝટ વાટવું; બાદ તેને કુલડીમાં મુકી જ્યાં સુધી પારાનો ધુમાડો નીકળે અને મિશ્રનો રંગ સોનેરી થાય ત્યાં સુધી ગરમીમાં રાખવું. આ ભુકી પણ આગળની માફકજ લાકડાપર ચડાવવામાં કામ આવેછે.

**૧૨. લાકડા વીગેરેપર ગીલ્ટ માટે લાલ રંગની ભુકીઃ—** હીરાકસી ૧૦૦ ભાગ, અને કારબોનેટ ઓફ સોડા ૬૦ ભાગ એ બને મેળવી એક રસ થઈ જાય ત્યાં સુધી ગરમ કરવાં ત્યારબાદ થંડા પાડી વાટવાં અને તેમાં ૧૫ ભાગ કાનસથી ઘસેલો ત્રાંબાનો બારીક ભુકો નાંખી ફરીથી ૨૦ મિનિટ સુધી દેવતાપર ગરમ રાખવું બાદ કાઢી લઈ ધોઇને સુકાવી કામમાં લેવો.

**૧૩. બીજી રીતઃ—**ત્રાંબાના પતરાને નાઈટ્રીક આસીડમાં ગાળીને તેમાં સાફ લોઢાના કટકા નાંખવા એટલે થોડીવારમાં ત્રાંબાનો બારીક ચળકતો ભુકો નિચે બેસશે તેને ધોઇને સુકવી કામમાં લેવો.

**૧૪. ચાંદીના રંગની ભુકીઃ—**બીસમથ ૨ ભાગ, કલાઈ ૨ ભાગ એ બંનેને ભેગાં ગાળી તેમાં એક ભાગ પારો નાંખી નિચે ઉતારી વાટીને ભુકો કરવો.

**૧૫. લાલ રંગનું પીતળ બનાવવાની રીતઃ—**ત્રાંબુ ૨૪ પાંઉડ, જસત ૫ પાંઉડ, સીસું ૮ આંઉસ. પહેલાં ત્રાંબાને

ગાળીને તેમાં જસત નાંખવું અને એ બંને મળી ગયા પછી નીચે ઉતારતી વખતે સીસું નાંખવું.

૧૬. **ગરમ પાણીમાં ગળી જાય તેવું ધાતુનું મિશ્રઃ—** બીસમથ ૮ ભાગ, સીસું ૫ ભાગ, અને કલાઈ ૩ ભાગ એ બધાને ભેગાં ગાળી, ઢાળીને કોઈ રમકડું અથવા ચીજ બનાવવી. આ ચીજને ગરમ પાણીમાં રાખવાથી પીગળી જાયછે અને તેથી લોક જાદુ સમજી છેતરાયછે.

૧૭. **ચાંદ બનાવવા માટે મીશ્ર ધાતુઃ—**ત્રાંબુ ૮૯ ભાગ, કલાઈ ૮ ભાગ અને જસત ૩ ભાગ ભેગાં ગાળવાં.

૧૮. **ઘરેણાં બનાવવા માટે પીળારંગની ધાતુનું મીશ્રઃ—** ત્રાંબુ ૮૨ ભાગ, કલાઈ ૩ ભાગ, જસત ૧૮ ભાગ અને સીસું ૨ ભાગ.

૧૯. **ઘંટ બનાવવાનું મીશ્ર ધાતુઃ—**ત્રાંબુ ૭૧ ભાગ, કલાઈ ૨૬ ભાગ, જસત ૨ ભાગ અને લોઢું ૧ ભાગ.

૨૦. **સોનેરી રંગનું બીજી ધાતુનું મીશ્રઃ—**૧૦૦ ભાગ ત્રાંબુ અને ૧૦ ભાગ એલ્યુમીનાઅમ એ બંનેને ભેગાં ગાળવાં. આ મિશ્ર ઘણું ટકેછે, ઘસાતુ નથી અને ફીકા સોનાના રંગનું હોયછે.



# પ્રકરણ ૬ ઠું.

## Imitation of marble, coral, ivory &c.

## બનાવટી આરસ, પરવાળાં, હાથીદાંત વીગેરે.

૧. **કાચ, લાકડાં, ચીનીકામ, ધાતુઓ વિગેરેને ચાંદી જેવાં બનાવવાની રીતઃ—**અબરખનાં પતરાંને દેવતામાં નાંખી સાફ કરી બાદ હાઇડ્રોકલોરીક આસીડમાં નાંખી

ધોવાં. પછી તેને બારીક વાટી લુગડામાં ચાળીને તેમાં કોલોડીઅન મેળવી વારનીસની માફક પીંછીથી લગાવવું. આ રીતે તૈયાર કરેલી ચીજો ચાંદી માફક દેખાયછે અને ઘણા દિવસ હવામાં રાખવાથી બગડતી નથી.

**૨. બનાવટી આરસપહાણ:**—ચીરોડીનો પથર એને ઇંગ્રેજીમાં જીપસમ અથવા પ્લાસ્ટર ઓફ પારીસ કહેછે તેને વાટીને ફટકડીના પાણીમાં ભીંજાવી રાખવો અને પછી સુકવીને દેવતાપર ખુબ પકવવો ત્યારપછી તેને વાટીને લુગડામાં ચાળીને તેમાં પાણી તથા જોઇએ તેવો રંગ નાંખી ઢાળી નાંખવાથી સુકાયા પછી આરસપહાણ જેવો કઠણ થશે અને તેપર ઓપ પણ ચડશે.

**૩. બનાવટી હાથીદાંત:**—એક વાસણમાં ક્લોરાઇડ ઓફ ઝીંક નાંખવું અને બીજામાં ૩ ભાગ નવસાર ને ૧૦૦ ભાગ પાણીમાં ગાળવો. હવે તે બંનેને મેળવી ત્યાંસુધી ખુબ જાડું થાય ત્યાંસુધી તેમાં ઓકસાઇડ ઓફ ઝીંક નાંખવું. આ રીતે કર્યા પછી તેની મરજીમુજબ નમુના બનાવી સુકાવા દેવા એટલે તે હાથીદાંત માફક દેખાશે.

**૪. બીજી રીત:**—લાખને લાઇકર એમોનીઆમાં ગાળીને તેમાં ઓકસાઇડ ઓફ ઝીંક નાંખી ઢાળવાથી પણ ઉપર માફકજ થશે.

**૫. બનાવટી પરવાળાં:**—રાળ ૪ ભાગ, સીંદુર ૨૧ ભાગ એ બંનેને ભેગાં ગાળી તેમાં કોયલા અથવા લાકડાના બનાવેલા નમુના ડુબાવી કાઢવાથી તે પરવાળાના ઝાડ જેવા દેખાશે.

**૬. શીંગડાનાં બટનને છીપના જેવા બનાવવાની રીત:**—શીંગડાનાં બટનને પહેલાં શુગર ઓફ લેડ અથવા એસીટેટ ઓફ લેડના પાણીમાં ઉકાળવાં અને પછી ઘણા-

જ કમજોર હાઇડ્રોક્લોરીક આસીડમાં ડુબાવી રાખવાથી છીપ જેવાં ચળકતાં દેખાશે. આ રીત બટનને માટે સારી છે પણ કાંસકીને માટે સારી નથી કારણકે ઉકાળવાથી તેના દાંતાને નુકસાન પહોંચેછે માટે કાંસકી માટે નીચે જુદી રીત આપેલી છે.

**૭. સીંગડાની કાંસકીઓ ને છીપના જેવી ચળકતી બનાવવાની રીતઃ**—તેમને પહેલાં નાઇટ્રેટ ઓક્સિડમાં એક રાત ડુબાવી રાખવી અને બીજે દિવસે ૩ ભાગ નાઇટ્રીક આસીડ અને ૯૭ ભાગ પાણી એ બેના મીશ્રમાં ૦।। કલાક ભીંજાવી રાખી સાફ પાણીથી ધોઈ નાંખવી.



# પ્રકરમ ૭ મું.

## Cements and glues.

ધાતુ, કાચ, લાકડા વીગેરે સાંધવા માટે કેલ.

**૧. ફુટેલાં ચીની વાસણો સાંધવાની રીતઃ**—લસણની કળીઓને સાફ કરી વાટીને ફુટેલા કટકાઓની કોરપર લગાવી તેમને જોડી દેવા અને ઉપર તાર બાંધી દેવો. બાદ તેમને અરધો કલાક દુધમાં ઉકાળી ધોઈ નાંખવાથી વાસણ સંધાઇ જશે.

**૨. બીજી રીતઃ**—કળીચુનાને વાટી લુઘડામાં ચાળીને ઇંડાની સફેદીમાં નાંખી ખુબ ઘુંટવો; આ મીશ્ર ફુટેલા કટકાઓની કોરપર લગાવી જોડી દેવા અને તેપર ઉકળતું પાણી નાંખવું. આ રીતથી વાસણ નવાં જેવાં દેખાશે અને સાંધા માલમ પડશે નહીં.

**૩. ચોપડીઓના પુઠાં તથા ચામડાની પટીઓ ચોડવા માટે રબરનો કેલઃ**—એક બાટલીમાં રબરના બારીક

કટકા નાંખી તે બાટલી પોણી ભરાય ત્યાંસુધી તેમાં બેન-ઝોલ નાંખવો. આમ કરવાથી રબર એકદમ ફુલશે અને થોડા દિવસ હલાવી રાખવાથી મધ જેવું જાડું થશે. જો વધારે જાડું થાય તો બેનઝોલ નાંખવો અને પાતળું થાય તો રબર નાંખવું. આ ફેલ જરાવારમાં સુકાયછે અને ચો-પડીનાં પુઠાં ઘણાં મજબુત સંધાયછે.

**કાચ, લાકડાની તથા બીજી નાજુક ચીજો સાંધવા માટે ચીનાઈ ફેલઃ**—સારી ફીકા રંગની લાખ ૪ ભાગ ને ત્રણ ભાગ સ્પીરીટમાં નાંખી થોડા દિવસ બાટલીમાં ભરી ગરમ જગામાં રાખી વખતોવખત હલાવતા રહેવું અને ગળી ગયા પછી કામમાં લેવું.

**ચામડાના પટા વીગેરે જોડવા માટે મીશ્રઃ**—ગટાપર-ચાને બાઈ સલફાઇડ ઓફ કારબોનમાં પીગાળી થંડી જ-ગામાં રાખી જોઇએ ત્યારે કામમાં લેવું.

૬. **કાચ અને ધાતુ ચોટાડવા માટેઃ**—ચીરોડીનો પથર અથવા જીપસમ અથવા પ્લાસ્ટર ઓફ પારીસને વાટીને ફટકડીના પાણીમાં ભીંજવી રાખી હેવતાપર પકવીને ફરી-થી વાટીને લુગડામાં ચાળવો. આ ભુકામાં પાણી મેળવી કાચ અને ધાતુને ચોટાડવા વાપરવો.

૭. **કાચ, ધાતુ અને લાકડકામ એ બધાને એકબી-જા સાથે જોડવા માટેઃ**—રાળને એક વાસણમાં ગાળી તેમાં પકવેલી ચીરોડી નાંખી ખુબ ઘુંટવી અને છેવટે તેમાં જરા અળસીનું તેલ નાંખી મલમ માફક બનાવી કામમાં લેવું.

૮. **બીજી રીત**—સરેસને ઉકાળીને તેમાં ચાળેલી લા-કડાની રાખ મેળવી મલમ માફક બનાવી વાપરવી.

**૯. પાણીની ટાંકીઓ તથા પથરના સાંધા જોડવા માટે પાણીથી ન ભેદાય તેવો કેલ:**—સપેતો ૧૦૦ ભાગ, રાળ ૬૮ ભાગ, ગંધક ૧૮॥ ભાગ અને ડામર ૯ ભાગ એ બધાને દેવતા ઉપર ભેગાં ગાળી સાંધામાં રેડવાં.

**૧૦. કાચનાં વાસણો સાંધવા માટે અપારદર્શક કેલ:**—રબર ૭૫ ભાગ અને ક્લોરોફોર્મ ૬૦ ભાગ એ બંનેને મીશ્ર કરી તેમાં ૧૫ ભાગ રૂમીમસ્તકી નાંખવી અને થોડા દિવસ રાખી રબર ગળી જાય ત્યારપછી કામમાં લેવો. ક્લોરોફોર્મ સુંઘવાથી માણસ બેહોશ થાવછે માટે તેને સુંઘવું નહીં તેમજ તેની બાટલી ઉઘાડી રાખવી નહીં.

**૧૧. ચીની કામને માટે રસકેલ:**—સરેસને મલાઈ જેવા જાડો થાય ત્યાંસુધી પાણીમાં ઉકાળીને તેમાં થોડો સ્પીરીટ નાંખવો આ કેલ જ્યારે વાપરવો હોય ત્યારે તેની બાટલીને ગરમ પાણીમાં થોડીવાર રાખવી.

**૧૨. બીજી રીત:**—સપેતો અને ઉકાળેલું અળસીનું તેલ એ બે મીશ્ર કરી વાપરવું પણ આ રીતે જોડેલી ચીજોને એક મહીનો સ્થીર રાખવી જોઇએ.

**૧૩. વીજળી અને રસાયણ શાસ્ત્રના પ્રયોગોમાં વપરાતા સંચાઓના સાંધા જોડવા માટે કેલ:**—રાળ ૫ ભાગ, મીણ ૧ ભાગ, ગેરૂ ૧ ભાગ અને પ્લાસ્ટર ઓફ પારીસ ½ ભાગ મેળવી સાંધામાં લગાડવું.

**૧૪. જવાહીર અને ઉંચી જાતનાં કાચનાં વાસણો જોડવાનો કેલ:**—આઇસીંગ્લાસને નરમ થાય ત્યાંસુધી પાણીમાં ભીંજાવીને તેને સ્પીરીટમાં નાંખી મુકવો એટલે થોડા દિવસમાં તે ગળી જશે એટલે તેમાં થોડો વારનીસ નાંખી વાપરવો.

**૧૫. ઝવેરીના કામનો કેલ:**—સઘળાં સાધારણ કામ

માટે પણ વપરાયછે; રૂમીમસ્તકીના ૬—૭ વટાણા જેવડા કટકા લઈને તેમને સ્પીરીટમાં પીગાળવા અને બીજા વાસણમાં આશરે ૫ તોલા મીશ્ર થાય તો તેટલો સરેસ સ્પીરીટમાં ગાળવો. છેવટે આ બંને મીશ્ર ભેગાં કરીને કાચના બુચ વાળી બાટલીમાં રાખવાં અને વાપરતાં પહેલાં બાટલીને થોડીવાર ગરમ પાણીમાં રાખવી.

**૧૬. રબરના દડા વગેરે સાંધવા માટે રબરનો કેલ:—** એક કાચના બુચવાળી બાટલીમાં ૧ ડ્રામ એટલે ૬૦ ટીપાં જલદ સલફ્યુરીક આસીડ નાખી તેમાં તેટલુંજ બીજું પાણી નાંખવું ને ખુબ હલાવવું. આ બને ભેગાં થતી વખતે બાટલીમાં ઘણી ગરમી પેદા થશે માટે તેને થંડી થવા દઈ તેમાં ૨ આંઉસ ટરપીનટાઈનનું તેલ નાંખી હલાવવું. આ વખતે પણ બાટલી ગરમ થઈ જશે અને મીશ્રનો રંગ બદલાઈને ભુરો થઈ જશે. આ સ્થિતિમાં તેને ૨૪ કલાક રાખવી એટલે તે દરમ્યાન બાટલીને તળીએ એકજાતનો ચીકણો કાળો પદાર્થ બેસશે આ પ્રમાણે થયા પછી ઉપરનું સાફ પાણી કાઢી લેવું અને નીચે રહેલા રગડામાં ૧॥ ડ્રામ રબરના ઝીણા કટકા કરીને નાંખવા અને બાટલીનું બુચ ઉઘાડી નાખી તેને ઉકળતા પાણીના વાસણમાં ૫ કલાક રાખવી એટલે સઘળુ રબર ગળી જશે. જો વધારે ઘાડું કરવું હોય તો વધારે ઉકાળવું અને પાતળું કરવું હોય તો જરા ટરપીનટાઈન નાંખવું.

**૧૭. બાંધકામ માટે પાણીથી ન ભેદાય તેવો ચુનાનો કેલ:**—નદીની રેત ૫ ભાગ, ચુનો ૫ ભાગ. સીંદુર ૨ ભાગ એ સઘળાને ઉકાળેલા અળસીના તેલમાં મીશ્ર કરી વાપરવાં.

**૧૮. હાથીદાંત અને છીપનાં કામ જોડવા માટે કેલ:—** ૧ ભાગ આઇસીંગ્લાસ અને ૨ ભાગ સરેસને ૩૦ ભાગ

પાણીમાં નાંખી ૬ ભાગ રહે ત્યાં સુધી ઉકાળવાં. બાદ તેમાં ૩૦ મો ભાગ રૂમીમસ્તકીને ૦ા ભાગ આલકોહોલમાં પીગળાવીને ઉપરના મીશ્રમાં નાંખવી અને બધાને મીશ્ર કરી તેમાં ૧ ભાગ સપેતો નાંખવો. કામમાં લેતી વખતે જરા ગરમ કરવું અને હલાવવું.

**૧૯. લાકડામાં ફાટ પડી હોય તે સાંધવા માટે મીશ્ર:—** ૧ ભાગ સરેસને ૧૬ ભાગ પાણીમાં ઉકાળવો અને જ્યારે ટાઢો થાય ત્યારે તેમાં લાકડાનો ઝીણો વેહેર અને ચાક મેળવીને લાકડાની ફાટમાં ભરી દેવો.

**૨૦. ઈનજીનીઅરને કામ આવે તેવો સંચાઓના સાંધા બંધ કરવા માટે વપરાતો કેલ:—** સફેતો અને સીંદુર એ બંનેના સરખા ભાગ લઇને તેમાં થોડું ઉકાળેલું અળસીનું તેલ મેળવી વાપરવું.

**૨૧. નહી સળગે તેવી સરેસને બદલે વપરાય તેવી મેળવણી:—** ૧૦ રૂપીઆભાર અળસીના તેલમાં ૧ મુઠી ચુનો નાંખી ઉકાળવું. બરાબર જાડું થયા પછી પાટીઆના કટકા ઉપર રેડી દઇ સુકાવા દેવું બાદ ઉખાડી લઇને સરેસને બદલે કોઇપણ કામમાં વાપરવું પણ સરેસની માફક તેને દેવતાથી આંચ આવવાની નથી.

**૨૨. સરેસનું પાણી હમેશાં બગડ્યા વીનાનું રહે તેમ કરવાની રીત:—** સરેસ અને સીરકો એ બંને સરખે ભાગે લઇ ભેગાં ઉકાળવાં અને પછી તેમાં ચોથો ભાગ સ્પીરીટ અને થોડી ફટકડી નાંખી રાખી મુકવું. આ રીતે તૈયાર કરેલ સરેસનું પાણી બગડ્યા વીના હમેશાં રહેશે.

**૨૩. નકશા કાઢનારને માટે તરતજ ઉકાળ્યા વીના કામમાં લેવાય તેવો સરેશ:—** સરેસ ૫ આંઉસ, ખાંડ ૨

આંઉસ, પાણી ૮ આંઉસ એ બધાને ભેગાં કરી એક વાસણમાં નાંખી તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકવું અને સઘળું ગળી ગયા પછી તેને ઢાળીને લાકડાની સળીઓ માફક બનાવી સાથે રાખવી. અને જ્યારે જોઈએ ત્યારે ગરમ પાણીમાં બોળી વાપરવી.

**૨૪. સરેસને રબ્બર માફક સ્થિતી સ્થાપક બનાવવાની રીતઃ**—સરેસને થોડા પાણીમાં નાંખી તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકવું અને સરેસ પીગળીને ઘણો ઘાડો થાય ત્યાંસુધી ઉકાળવું બાદ તેમાં તેટલીજ ગ્લાસેરાઈન નાંખી હલાવીને એક સાફ પથર ઉપર ટાઢું થવા રેડી દેવું.

**૨૫. સરેસ પાણીથી ન પીગળે તેમ કરવાની રીતઃ**—૫૦ ભાગ સરેસને પાણીમાં ગળે ત્યાંસુધી ઉકાળવો બાદ તેમાં ૧ ભાગ બાઈક્રોમેટ ઓફ પોટાસને પાણીમાં પીગાળીને નાંખવો. આ મીશ્ર કાગળપર તેમજ કપડાપર લગાવવાથી તેપર પાણીની અસર થતી નથી. જાપાનની કાગળની છત્રીઓ આ રીતે બનેછે.



# પ્રકરણ ૮ મું.

## Etching on glass, metals &c.

## કાચ, ધાતુ વીગેરેપર અક્ષર કોતરવા વીશે.

**૧. કાચ ઉપર ચીત્ર કાઢવાની રીતઃ**—શુગર ઓફ લેડને ઉકાળેલા અળસીના તેલમાં નાંખી લાહી માફક બનાવી કાચપર પીંછીવતી લગાડવું, અને સુકાયા બાદ થોડો કોસ્ટીક પોટાશ લઈ તેને જરા પાણીમાં પીગાળી તે-

માં ક્વીલપેન ડુબાવી કાચપર ચીત્ર કાઢવાં એટલે તેટલી જગાપરથી ઉપરની લાહી નીકળી જઈ ચીત્ર સાફ પડી રહેશે.

**૨. ઢાળેલા લોઢા ઉપર અક્ષર કોતરવાની રીતઃ—** લોઢાને જરા ગરમ કરી તેપર મીણ ચોપડી થંડુ થવા દેવું અને ત્યારબાદ તેપર મીઠું અને મોરથુથુ એ બંને જરા પાણીમાં પીગાળી કલમવતી લખવું એટલે અક્ષર પડી રહેશે.

**૩. ગજવેલ અને બીજા લોઢાના સામાનપર અક્ષર લખવાની રીતઃ—**હીરાકસી, ફટકડી અને મીઠું એ દરેકને ૨ ડ્રામ લઈને વાટીને ૧॥ આંઉસ જલદ સીરકામાં નાંખી હલાવવું. પછી સામાનપર પહેલાં સાબુનો ભુકો જરા પાણી સાથે મેળવી લગાડીને ઉપરના મીશ્રણમાં વગર ચીરેલી કલમ ડુબાવી તે વતી લખવું.

**૪. કાચપર અક્ષર કોતરવાની રીતઃ—**પહેલાં કાચને જરા ગરમ કરી તેપર મીણ ચોપડવું. પછી તેપર લોઢાના હથીઆર વતી અક્ષર કોતરવા. હવે એક સીસાના વાસણમાં થોડો ફલુઓરાઇડ ઓફ કલેશીઅમ અથવા ફેલસ્પાર નાંખી તેપર જલદ સલફ્યુરીક આસીડ નાંખવું અને હલાવી એકદમ તયાર કરેલો કાચ મીણવાળી બાજુ નીચે રાખી વાસણ ઉપર ઢાંકવો. આ રીતે થોડી વાર રાખવાથી જે ઠેકાણે અક્ષર કોતર્યા હશે તે ઠેકાણે નીચેના વાસણમાંથી નીકળતો ગ્યાસ અસર કરશે. થોડી વાર પછી કાચ કાઢી લઈ ફરીથી ગરમ કરી મીણ ઉખાડી લેવું એટલે સાફ અક્ષરો કાચમાં પડેલા માલમ પડશે.

**૫. ત્રાંબાપર અક્ષર કોતરવાની રીતઃ—**ત્રાંબાના પતરાને જરા ગરમ કરી તેપર જરા મીણ ચોપડવું બાદ તેપર લોઢાની કલમવતી અક્ષર કોતરી તેપર નાઇટ્રીક આસીડ નાંખવું એટલે થોડી વારમાં અક્ષર પડશે એટલે તરત

ધોઈ નાંખવું. કેટલીવાર રાખવું તેનો આધાર અક્ષર કેટલા ઊંડા ઉતારવા તે ઉપર છે.

૬. **પથરા ઉપર ચીત્ર કોતરવાની રીતઃ**—પહેલાં પથરને ખુબ પાલીસ કરીને તે પર ૧ ભાગ નાઈટ્રીક આસીડ અને ૧૦૦ ભાગ પાણીનું મિશ્ર નાંખવું. બાદ સાફ પાણીથી ધોઇને સુકાવીને તેપર ગુંદ અને કાજળ એ બંને મિશ્ર કરી ચોપડવા અને સુકાયા પછી તેપર લોઢાવતી અક્ષર કોતરવા. છેવટે પથર ઉપર અળસીનું તેલ લગાવીને ગુંદ સઘળો ધોઈ નાંખવો એટલે કોતરેલા અક્ષરો સાફ માલમ પડશે.



# પ્રકરણ ૯ મું.

## Fireworks.

## દારૂખાનું.

આ વિષયમાં ત્રણ ચીજોનો સમાવેશ થયેલો છે એટલે પહેલું તમામ જાતનું દારૂખાનું, બીજું દારૂ વિલાયતી માફક બનાવવાની રીત અને ત્રીજું દીવાસળીઓ બનાવવાની રીત. હવે આ ત્રણે કામ જોખમ ભરેલાં છે માટે તે કરતી વખતે નીચેની સુચના ધ્યાનમાં રાખવી અવશ્યની છે. આ કામમાં લોઢાનાં હથીઆરો વાપરવાં નહીં કારણ કે તે વખતે ઘસવાથી દેવતા પેદા થાયછે અને વળી આ કામમાં વપરાતો ગંધક લોઢાનાં હથીઆરો બગાડેછે. પીતળનાં હથીઆરો વાપરવાં સારાં છે પણ ત્રાંબાનાં હોય તો સૌથી સરસ છે. ઉપરનાં કામોમાં વપરાતી દવાઓ નિચે મુજબ છે તેમાંથી ઘણીખરી દેશીછે તથા થોડી વિલાયતી

છે તેમાંથી ઘણીખરી ઘેર બનાવવા માટે ચોપડીને છેડે રીતો આપેલી છે. માત્ર નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ, નાઇટ્રેટ ઓફ બેરાઇટા, ક્લોરેટ ઓફ પોટાશ, કારબોનેટ ઓફ કોપર, કારબોનેટ ઓફ સોડા વિગેરે બનાવવાની રીતો ઘણી મુશ્કેલ હોવાથી આપી નથી અને તે દવાઓ દરેક ઠેકાણે સસ્તી કીમતે મળી શકેછે. દારૂખાનું બનાવવામાં નિચેની દેશી ચીજો છે તેની અસર નિચે મુજબ છે. લોઢાનો ભુકો ચળકાટ વધારે છે; ત્રાંબાનો ભુકો અજવાળાને લીલાશ આપેછે. કાજળ દારૂની સાથે લાલ અને સુરાખારની સાથે ગુલાબી અજવાળું આપેછે. વાટેલો અબરખ નાંખવાની આતશબાજીમાં સોનેરી કીરણોનો વધારો કરેછે. જંગાલ, મોરથુથુ અને નવસાર લીલાશ આપેછે. કપુર, અને લોબાનથી ધુમાડો વધેછે. પણ તે ધુમાડાથી બીજી ચીજોની ખરાબ વાસ આવતી બંધ પડેછે.

૧. **કુલખણીઓ તેમજ કાગળના બીજા આકાર બનાવી તે ભરવા માટે આસમાની રંગના તારા:**—ક્લોરેટ ઓફ પોટાશ ૮ ભાગ, સલફાઇડ ઓફ કોપર ૬ ભાગ, (ચરટી અર્સ કોપર) ૫ ભાગ, ગંધક ૪ ભાગ એ સઘળાં વાટીને મિશ્ર કરવાં.

૨. **બીજી રીત:**—ક્લોરેટ ઓફ પોટાશ ૧૨, (ચરટીઅર્સકોપર) ૬ ભાગ, ગંધક ૪ ભાગ, રસકપુર ૧ ભાગ.

૩. **પીળા રંગના તારા:**—ક્લોરેટ ઓફ પોટાશ ૩૦ ભાગ, સોડા ૧૨ ભાગ, ગંધક ૮ ભાગ.

૪. **બીજી રીત:**—ક્લોરેટ ઓફ પોટાશ ૨૦ ભાગ, સોડા ૧૦ ભાગ, ગંધક ૫ ભાગ, રૂમીમસ્તકી ૧ ભાગ.

૫. **ધોળા તારા:**—સુરોખાર ૯ ભાગ, ગંધક ૩ ભાગ, સુરમો ૨ ભાગ, વાટી મિશ્ર કરવાં.

૬. **કીરમજી રંગના તારા**:—કલોરેટ ઓફ પોટાશ ૨૪ ભાગ, નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૩૨ ભાગ, રસકપુર ૧૨ ભાગ, ગંધક ૬ ભાગ, કોયલા ૨ ભાગ વાટી મેળવવાં.

૭. **બીજી રીત**:—કલોરેટ ઓફ પોટાશ ૧૨ ભાગ, નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૨૦ ભાગ, ગંધક ૧૧ ભાગ, કોયલા ૨ ભાગ, સુરમો ૨ ભાગ, રૂમામસ્તકી ૧ ભાગ એ રીતે વાટી મેળવવાં.

૮. **ત્રીજી રીત**:—નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૭૨ ભાગ, ગંધક ૨૦ ભાગ, દારૂ ૬ ભાગ, કોયલા ૨ ભાગ. મિશ્ર કરવું.

૯. **ગુલાબી રંગના તારા**:—કલોરેટ ઓફ પોટાશ ૨૦ ભાગ, કારબોનેટ ઓફ સ્ટ્રોનશીઆ ૮ ભાગ, રસકપુર ૧૦ ભાગ, ગંધક ૩ ભાગ, કોયલા ૧ ભાગ. લાખ ૨ ભાગ.

૧૦. **લીલા રંગના તારા**:—કલોરેટ ઓફ પોટાશ ૨૦ ભાગ, નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૪૦ ભાગ, રસકપુર ૧૦ ભાગ, ગંધક ૮ ભાગ, કોયલા ૧ ભાગ, લાખ ૩ ભાગ, ફુલાવેલું મોરથુથુ ૧ ભાગ.

૧૧. **બીજી રીત**:—કલોરેટ ઓફ પોટાશ ૨૮ ભાગ, નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૧૨ ભાગ, ગંધક ૧૫ ભાગ, રૂમીમસ્તકી ૧ ભાગ.

૧૨. **ફીકા ગુલાબી રંગના તારા**:—નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૮ ભાગ, કલોરેટ ઓફ પોટાશ ૪ ભાગ. ગંધક ૩ ભાગ, સુરમો ૨ ભાગ. આ મિશ્રમાં નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ઘણું સુકાવીને વાપરવું જરા સરદી રાખવી નહીં.

૧૩. **ફીકા લીલા રંગના તારા**:—નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૧૬ ભાગ, કલોરેટ ઓફ પોટાશ ૮ ભાગ, ગંધક ૬ ભાગ, સુરમો ૩ ભાગ.

**૧૪. સોનેરી રંગના તારા:**—ક્લોરેટ ઓફ પોટાસ ૨૦ ભાગ, નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૬૦ ભાગ, ઓક્સેલેટ ઓફ સોડા ૧૫ ભાગ, ગંધક ૮ ભાગ, લાખ ૪ ભાગ અને કોયલા ૧ ભાગ.

હવે બપોરીઆં તેમજ ઝાડ બનાવવા માટે કાગળની થેલીઓ ભરવા માટે મીશ્ર બનાવવાની રીતો નીચે મુજબ.

**૧૫. આસમાની:**—સુરમો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, સુરોખાર ૨૫ ભાગ.

**૧૬. બીજી રીત:**—મોરથુથુ ૭ ભાગ, ગંધક ૨૪ ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૬૯ ભાગ.

**૧૭. કીરમજી:**—ક્લોરેટ ઓફ પોટાસ ૪૧ ભાગ, કોયલા ૫॥। ભાગ ગંધક ૨૨॥ ભાગ, નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૬૭॥ ભાગ.

**૧૮. લીલો:**—કોયલા ૧॥। ભાગ, હડતાળ ૧॥। ભાગ, ગંધક ૧૦॥ ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૨૩ ભાગ અને નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૬૨॥ ભાગ.

**૧૯. બીજી રીત:**—નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૭૭ ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૮ ભાગ, ગંધક ૧૩ ભાગ, કોયલા ૨ ભાગ.

**૨૦. ત્રીજી રીત:**—સોમલ ૨ ભાગ, કોયલા ૩ ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૫ ભાગ, ગંધક ૧૩ ભાગ, નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૪૯ ભાગ.

**૨૧. ગુલાબી:**—ચાક ૨૦ ભાગ, ગંધક ૨૫ ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૪ ભાગ, (ઓક્સાઇડ ઓફ કોપર) ૬ ભાગ.

**૨૨. જાંબુડો:**—સુરમો ૨॥। ભાગ, (ઓક્સાઇડ ઓફ કોપર) ૧૦ ભાગ, ગંધક ૨૨॥। ભાગ, સુરોખાર ૨૨॥। ભાગ અને ક્લોરેટ ઓફ પોટાસ ૪૨ ભાગ.

૨૩. બીજી રીતઃ—ગંધક ૧૨ ભાગ. (ઓક્સાઇડ ઓફ કોપર) ૧૨ ભાગ અને ક્લોરેટ ઓફ પોટાસ ૩૦ ભાગ.

૨૪. લાલઃ—ગંધક, સુરમો અને સુરોખાર એ દરેકનો ૧ ભાગ, સુકાવેલી નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૫ ભાગ.

૨૫. બીજી રીતઃ—ક્લોરેટ ઓફ પોટાશ ૨૦ ભાગ, ગંધક ૨૪ ભાગ, નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૫૬ ભાગ.

૨૬. ત્રીજી રીતઃ—કોયલાનો ભુકો ૨ ભાગ, દારૂ ૬ ભાગ, ગંધક ૨૦ ભાગ, સુકાવેલો સુરોખાર ૭૨ ભાગ.

૨૭. ચોથી રીતઃ—નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૩૭ાા ભાગ, ગંધક ૧૦ ભાગ, કોયલા ૧ા ભાગ, ક્લોરેટ ઓફ પોટાશ ૫ ભાગ.

૨૮. ઘેરો આસમાનીઃ—કોયલા ૮ ભાગ, ગંધક ૧૦ ભાગ, ત્રાંબાનો કાનસવતી ઘસેલો ભુકો ૧૫ ભાગ, ક્લોરેટ ઓફ પોટાશ ૩૦ ભાગ.

૨૯. ધોળોઃ—સુરોખાર ૬૦ ભાગ, ગંધક ૨૦ ભાગ, સુરમો ૧૦ ભાગ, આટો ૬ ભાગ, કપૂર ૪ ભાગ.

૩૦. બીજી રીતઃ—દારૂ ૧૨ાા ભાગ, જસતનો ભુકો ૧૮ ભાગ, ગંધક ૨૩ ભાગ, સુરોખાર ૪૬ાા ભાગ, કોયલા ૧ ભાગ.

૩૧. પીળોઃ—ગંધક ૧૬ ભાગ, કારબોનેટ ઓફ સોડા ૨૩ ભાગ, કરબોનેટ ઓફ પોટાશ ૬૧ ભાગ.

૩૨. બીજી રીતઃ—કોયલા ૬ ભાગ, અને ગધક ૧૯ાા ભાગ.

કોઠી અથવા ભંભુ ભરવા માટે મીશ્ર.

૩૩. લાલઃ—નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૨૦ ભાગ, ક્લોરેટ ઓફ પોટાશ ૫ ભાગ, ગંધક ૬ાા અને કોયલા ૧ ભાગ.

**૩૪. ધોળા:**—સુરોખાર ૮ ભાગ, ગંધક ૩૨ ભાગ, અને સુરમો ૨ ભાગ.

**૩૫. ગુલાબી:**—નાઇટ્રેટ ઓફ સ્ટ્રોનશીઆ ૪ ભાગ, ક્લોરેટ ઓફ પોટાશ ૯ ભાગ, ગંધક ૫ ભાગ, કારબોનેટ ઓફ કોપર ૧ ભાગ, રસકપુર ૧ ભાગ.

**૩૬. પીળા:**—નાઇટ્રેટ ઓફ સોડા ૨૪ ભાગ, સુરમો ૮ ભાગ, ગંધક ૬ ભાગ, અને કોલસા ૧ ભાગ.

**૩૭. લીલા:**—નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૨૦ ભાગ, ક્લોરેટ ઓફ પોટાશ ૧૮ ભાગ, ગંધક ૧૦ ભાગ.

સળગાવીને ઊંચા ફેંકવાનાં બાણ ભરવાનાં મીશ્ર, એ મીશ્રો, નામ, કહેવતો વગેરે બનાવવામાં કામ આવે છે અને સળગાવ્યા પછી તે નામ અથવા કહેવત માંડવાપર વંચાઇ શકાય છે.

**૩૮. ધોળા:**—સુરોખાર ૧૬ ભાગ, ગંધક ૮ ભાગ, દારૂ ૬ ભાગ.

**૩૯. બીજી રીત:**—સુરોખાર ૧૨ ભાગ, ગંધક ૪ ભાગ, સુરમો ૩ ભાગ.

**૪૦. લીલા:**—ક્લોરેટ ઓફ પોટાશ ૬૦ ભાગ, નાઇટ્રેટ ઓફ બેરાઇટા ૪૧ ભાગ, રસકપુર ૪૯ ભાગ, ખાંડ ૩૦ ભાગ, લાખ ૧ ભાગ.

**૪૧. લાલ:**—ક્લોરેટ ઓફ પોટાશ ૧૩ ભાગ, નાઇટ્રેટ ઓફ સ્ટ્રોન્શીઆ ૧૦ ભાગ, રસકપુર ૮ ભાગ, લાખ ૩ ભાગ, ગુંદ ૧ ભાગ.

**૪૨. ગુલાબી:**—ક્લોરેટ ઓફ પોટાશ ૨૪ ભાગ, ગંધક ૨ ભાગ, સ્ટીઅરાઇન ૩ ભાગ, અને ઓક્ઝેલેટ ઓફ સ્ટ્રોનશીઆ ૪ ભાગ, આ મીશ્ર હમેશને માટે બગડયા વિના રહેશે.

૪૩. **આસમાની:**—ક્લોરેટ ઓફ પોટાશ ૧૨ ભાગ, ( ચરટી અર્સ કોપર ) ૬ ભાગ, ગંધક ૪ ભાગ, રસકપુર ૧ ભાગ.

૪૪. **બીજી રીત:**—ક્લોરેટ ઓફ પોટાશ ૬ ભાગ, (ચરટી અર્સ કોપર) ૧ભાગ, રસકપુર ૫ ભાગ,ખાંડ ૪ ભાગ.

૪૫. **દારૂ બનાવવાની રીત:**—ઈંગ્રેજી લડાઈનો દારૂ બનાવવાની રીત:—સુરોખાર ૭૫ ભાગ, ગંધક ૧૦ ભાગ, કોયલા ૧૫ ભાગ.

૪૬. **ફ્રેંચ લડાઈનો દારૂ:**—સુરોખાર ૭૫ ભાગ, ગંધક ૧૨॥ ભાગ અને કોયલા ૧૨॥ ભાગ.

૪૭. **ફ્રેંચ સુરંગ ફોડવાનો દારૂ:**—સુરોખાર ૬૨ ભાગ ગંધક ૨૦ ભાગ અને કોયલા ૧૮ ભાગ.

હવે દારૂ બનાવવાની રીત નીચે મુજબછે. ગંધક અને કોયલાને ખુબ બારીક વાટીને મીશ્ર કરીને એક લોઢાના પીપમાં ભરેછે. આ પીપમાં થોડી પીતળની ગોળીઓ નાંખેલી હોયછે અને તેને ૧ મીનીટમાં ૨૮ ફેરા ફરે તેવી ગોઠવણ કરેલી હોયછે. ઉપર મુજબ ચાર કલાક ફેરવ્યા પછી સુરોખારનો ભુકો નાંખેછે. આ મીશ્રને ફરીથી એક ચામડાના ઢોલમાં નાંખી તે ૧ મીનીટમાં ૨૫ થી ૩૦ ફેરા ફરે તેવી ગોઠવણ કરેછે. આ ઢોલમાં પણ થોડી પીતળની ગોળીઓ નાંખેલી હોયછે. આ પ્રમાણે મિશ્ર કર્યા પછી તેમાં પાણી નાંખી હલાવીને તેના ચોરસ ઈંટ જેવડા કટકા કરેછે અને સુકાયા પછી તેમતે લાકડાની હથોડીથી તોડી નાંખેછે બાદ તેને દાણા પાડવાના સંચામાં નાંખેછે એટલે તેના ઝીણા દાણા પડેછે. આ સંચો ૧ મીનીટમાં ૧૦ વખત ફરેછે અને ફરતી વખતે તેમાં ઝીણી પાણીના

ધાર પડતી રહે તેવી ગોઠવણ કરેલી હોયછે જેથી દરેક દાણાને ભીનાશ લાગવાથી તેપર ખાંજો થર ચડેછે અને તેથી દાણો મોટો થતો જાયછે. આ પ્રમાણે દાણા પડ્યા પછી તેને નાની મોટી ચાલણીઓમાં નાખી નાના મોટા દાણા જુદા પાડેછે. દાણા જુદા પાડ્યા પછી તેનાપર ચળકાટ લાવવાને એક પીપમાં નાખીને તેને ૧ મીનીટમાં ૪૦ વખત ફરે તેમ કરેછે આથી કરીને દાણા એક બીજા સાથે ઘસાઇને ચળકતા થાયછે. ત્યારબાદ તેમને ગરમ ઓરડીમાં સુકાવેછે અને સુકાયા પછી કામમાં લેવાયછે.

**૪૮. દીવાસળીઓ બનાવવાની રીતઃ**—લાકડાની ઝીણી સળીઓને પહેલાં પીગાળેલા ગંધકમાં ડુબાવી રાખી તે પછી નીચે લખેલા મીશ્રમાં ડુબાવેછે. જેથી તે ઘસારાથી સળગી ઉઠેછે. સાધારણ ફોસફરસ ૯ ભાગ, સુરોખાર ૧૪ ભાગ, બીન ઓકસાઇડ ઓફ મેંગેનીસ ૧૪ ભાગ, ગુંદ અથવા સરેસ ૧૬ ભાગ. પહેલાં સરેસને ઉકળતા પાણીમાં પીગાળીને ફોસફરસ ધીમે ધીમે નાખવું અને સારી પેઠે હલાવતા જવું. બાદ સુરોખાર અને બીજી ચીજો નાખવી. આ મીશ્ર એક આરસપહાણના કટકા ઉપર અથવા તો લોઢાના પતરા ઉપર લગાવેછે અને તેપર તૈયાર કરેલી સળીઓ લગાડેછે તેથી મીશ્ર તેપર ચોટી જાયછે. જો સરેસ વાપર્યો હોય તો આરસપહાણ અથવા લોઢાના પતરાને ઉના પાણીના વાસણ ઉપર રાખવો જોઇએ અને જો ગુંદ વાપર્યો હોય તો તેમ કરવા જરૂર નથી. પણ ગુંદથી ગેરફાયદો એછે જે તે દીવાસળીઓ સરદીમાં બગડી જાયછે પણ સરેસની બગડતી નથી.

**૪૯. ગંધક વીનાની દીવાસળીઓઃ**—પહેલાં લાકડાની સળીઓના છેડાપર લોઢાને ખુબ ગરમ કરી લગાવવું જેથી

તે કાળા થશે બાદ એક કલાઈ ચલાવેલા છીછરા ત્રાંબાના વાસણમાં સ્ટીએરીક આસીડ અથવા મીણ પીગાળીને ઉપરની સળીઓના છેડા તેમાં ડુબાવવા. આમ કર્યા પછી નીચેના મીશ્રમાં ડુબાવી કાઢવી. સાધારણ ફોસફરસ ૩ ભાગ સરેસનું જાડું પાણી ૩ાા ભાગ, પાણી ૩ ભાગ, ઝીણી વાટેલી રેતી ૨ ભાગ, મરજીમુજબ રંગ ાા ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૩ ભાગ એ બધાને મીશ્ર કરી આગળ કહ્યા પ્રમાણે ડુબાવી કાઢવી. આ દીવાસળીઓ ઝટ બળેછે અને ગંધકની દીવાસળીઓની માફક ખરાબ વાસ આપતી નથી. ઉપરની બંને જાતની દીવાસળીઓમાં જે સાધારણ ફોસફરસ વપરાયછે તેને બદલે એમોરફસ ફોસફરસ વપરાય તો વધારે સલામતી ભરેલું છે કારણ કે તે સાધારણ ફોસફરસની પેઠે જરા ઘસવાથી અથવા ગરમીથી સળગતું નથી. હવે દીવાસળીની પેટીની બહારની બાજુપર લગાવવાનું મીશ્ર: એમોરફસ ફોસફરસ ૩ ભાગ, ક્લોરેટ ઓફ પોટાસ ૪ ભાગ, સરેસ ૨ાા ભાગ, પાણી ૫ ભાગ, ખાંડેલો કાચનો ભુકો ૨ ભાગ. આ મીશ્ર પીંછીવતી પેટીના બહારની બાજુપર લગાડવું.

**૫૦. સેફ્ટી મેચીસ અથવા ઘસારાથી તેમજ પેટી શીવાય બીજાપર ઘસવાથી ન સળગે તેવી દીવાસળીઓ:—** ક્લોરેટ ઓફ પોટાસ ૬ ભાગ, સુરમો ૨ થી ૩ ભાગ, સુકો સરેસ ૧ ભાગ. પહેલાં સરેસને ઉકળતા પાણીમાં પીગાળીને બાદ તેમાં ક્લોરેટ ઓફ પોટાસ નાખવો અને પછી બીજી ચીજો નાંખીને સારીપેઠે હલાવીને લાકડાની સળીઓ તેમાં ડુબાવી કાઢવી. હવે પેટીના બહારની બાજુપર લગાડવાનુ મીશ્ર નીચે મુજબ; એમોરફસ ફોસફરસ ૧૦ ભાગ ઓકસાઈડ ઓફ મેંગેનીસ અથવા તો સુરમો ૮ ભાગ,

સુકો સરેસ ૩ થી ૬ ભાગ. પહેલાં સરેસને ઉકાળીને બાદ તેમાં બીજી ચીજો મેળવીને પીંછીવતી પેટીના બહારની બાજુપર લગાડવું.



# પ્રકરણ ૧૦ મું.

## Inks of all kinds and colors.

### સઘળા રંગની અને સઘળી જાતની સાહી.

આ વિષયના મુખ્ય ચાર ભાગ કરવા યોગ્ય ધારેલું છે તે નિચે મુજબ. ૧ લખવાની સાહી; ૨. લખીને ઉપર ઝીણો ભીનો કાગળ દાબીને નકલ લેવાની સાહી; ૩ ધોબીથી ન ધોવાય તેવી કપડાંપર નીશાના કરવાની સાહી અને ૪ લખ્યા પછી ફકત ગરમી બતાવ્યાથીજ વંચાય તેવી સાહી. પાંચમા ભાગમાં સોનેરી, રૂપેરી વિગેરે જાતના સાહી બનાવવાનુ વર્ણન આપેલું છે.

૧. **લખવાની સાહી. કાળી:**—૧૨ આંઉસ માયાંનો ભુકો લઈને તેને ૧૦ શેર પાણીમાં ૭ દિવસ ભીંજાવી રાખવો અને ત્યારબાદ નિચોવીને પાણી કાઢી લેવું અને તેમાં ૬ આંઉસ હીરાકસી અને ૬ આંઉસ ગુંદર નાંખવો અને છેવટે સાહી બગડે નહીં માટે ૬૦ ટીપાં કારબોલીક આસીડ નાંખવું.

૨. **કાળી સાહી બનાવવાનો ભુકો:**—માયાંનો ભુકો ૪ આંઉસ, હીરાકસી ૨ આંઉસ. ગુંદ ૧ આંઉસ, ખાંડ ૦॥ આંઉસ, લવીંગનો ભુકો ૬ આના ભાર એ બધાંને વાટીને ભુકો કરી રાખવો. જોઇએ ત્યારે બધામાં ૨॥ શેર પાણી નાંખી હલાવી બે દિવસ રાખી મુકવાથી ઘણી સરસ સાહી બનેછે.

૩. **કાળી સાહીનો ભુકો:**—માયાં ૩ આંઉસ, હીરાકસી ૧ આંઉસ, ગુંદ ૦॥ આંઉસ, અને ખાંડ ૦। આંઉસ એ બધાને વાટી મિશ્ર કરીને રાખી મુકવાં અને જ્યારે જોઈએ ત્યારે બે આંઉસ ભુકામાં ૧॥ શેર ઉકળતું પાણી નાંખી થોડીવાર રાખવાથી સાહી બનશે.

૪. **દેશી કાળી સાહી બનાવવાની રીત:**—સારૂં કાજળ અને ૧૦૦ ગ્રેન લાખ એ બનેને સારીપેઠે મેળવીને તેમાં ૨૦ ગ્રેન ટંકણખાર તથા ૪ આંઉસ પાણી નાંખવું અને થોડીવાર રાખવાથી સારી ચોકણી દેશી સાહી બનશે.

૫. **લાલ સાહી:**—૪ આંઉસ પતંગના લાકડાને ૩॥ શેર સીરકામાં અરધું પાણી રહે ત્યાં સુધી ઉકાળવું. બાદ તેમાં ૨ આંઉસ ફટકડી નાંખીને વાપરવી.

૬. **બાજી રીત:**—૦। શેર પતંગના લાકડાના કટકા કરીને તેમને ૩ દિવસ સુધી સીરકામાં ભીંજવી રાખવા, ત્યારબાદ તેને ૧ કલાક ઉકાળીને ગળી નાંખીને ફરીથી દેવતાપર મુકીને તેમાં ફટકડી ગુંદ અને ખાંડ એ ત્રણે અરધો અરધો આંઉસ નાંખીને વાપરવી.

૭. **કાળી આસમાની સાહી:**—માયાં ૪॥ આંઉસ, લવીંગનો ભુકો ૧ દ્રામ, ટાઢું પાણી ૪૦ આંઉસ, હીરાકસી ૧॥ આંઉસ, ચોખ્ખું સલફ્યુરીક આસીડ ૩ ટીંપાં, (સલફેટ ઓફ ઇન્ડીગો) ૦। આંઉસ એ બધાને લઈ નિચે મુજબ કરવું. પહેલાં માયાં અને લવીંગને બારીક વાટીને એક બાટલીમાં નાંખી તેમાં ઉપર આપેલા માપ જેટલું પાણી નાંખવું અને ૧૫ દિવસ રાખી મુકવું અને તે દરમ્યાન દિવસમાં એક બે વખત હલાવતા રહેવું. પંદર દિવસ પછી બીજી બાટલીમાં ગળી લેવું. હવે હીરાકસીને ખુબ વાટીને પાણીમાં પીગાળવી અને તે પાણીને ગળી

નાંખીને ઉપરની બાટલીમાં નાંખવું. છેવટે એસીડ નાંખીને ખુબ હલાવીને (સલફેટ ઓફ ઈન્ડીગો) નાંખવી. આ પ્રમાણે તૈયાર કરેલી સાહી લખવાને તેમજ લખેલા કાગળની નકળ લેવાને ઘણી કામની છે.

૮. **લીલી કાળી સાહી:**—૧૫ ભાગ માયાંને વાટીને તેને ૨૦૦ ભાગ પાણીમાં ૧ ભાગ ઉકાળવાં બાદ ઉતારો નાંખીને ગળી લેઈ તેમાં ૫ ભાગ હીરાકસી અને ૪ ભાગ લોઢાના ઝીણા કટકા નાંખવા. છેવટે ૩ ભાગ સલફ્યુરીક આસીડ લઈ તેમાં ાા શેર ગળીનું પાણી નાંખી ઉપરના મિશ્રમાં મેળવવું આ સાહીથી લખેલા અક્ષર પહેલા લીલા દેખાયછે પણ થોડા દિવસ રહેવાથી કાળા થઈ જાયછે.

૯. **લીલીસાહી:**—જંગાલ ૨ આંઉસ, ક્રીમ ઓફ ટારટર ૧ આંઉસ અને પાણી ાા શેર એ બધાને ભેગાં કરી અરધ રહે ત્યાં સુધી ઉકાળવું અને પછી ઉતારી ગળી નાંખીને કામમાં લેવું.

૧૦ **આસમાની સાહી:**—૨ અથવા ૩ આંઉસ (સલફેટ ઓફ ઈન્ડીગો) માં ૧૦ શેર પાણી મેળવી તે વતી લખવું.

**નકલ કરવાની સાહી:**—આ સાહી વાપરવાની રીત નીચે મુજબછે. પહેલાં તે સાહીથી કાગળ ઉપર લખવું. બાદ એક ઝીણો કાગળ લઇ તેની એક બાજુ પાણી લગાર્વાને તેની ભીની બાજુ લખેલા કાગળ ઉપર રહે તેમ તેને મુકવો અને તે પર એક જાડો કાગળ મુકી તે પર એક ઉનનું કપડું ઢાંકી ખુબ દાબવાથી સઘળા અક્ષરો ભીના કાગળ ઉપર છપાશે.હવે આ રીતે છપાએલા અક્ષરો વાંચવા માટે તે કાગળને ઉંધો રાખવો પડેછે.ઉપર માફક બીજા ભીના કાગળો દાબવાથી ૩-૪ નકલો નીકળી શકેછે.

**૧૧. નકલ કરવાની કાળી સાહી બનાવવાની રીતઃ**— નંબર પહેલામાં કહેલી સાહી બશેર લઇને તેમાં ૨॥ રૂપીઆભાર સાકર નાંખીને તે વતી લખીને ઉપરની રીત મુજબ નકલો લેવી.

**૧૨. નકલ કરવાની લાલ સાહીઃ**—પતંગના રંગને ગ્લીસરાઇનમાં ઉકાળીને તે વતી લખવાથી પણ નકલો લેવાયછે પણ આ સાહીનો મુખ્ય ફાયદો એછે જે બીજી સાહીથી લખેલા કાગળની નકલ લેવા માટે કાગળને ભીનો કરવો પડેછે તેમ આ સાહીથી લખેલ કાગળની નકલ માટે કરવું પડતું નથી પણ ફકત કાગળ મુકી દાબવાથી અક્ષર ઉતરેછે.

**૧૩. ધોબીથી ન ધોવાય તેવી કપડા પર તેમજ લાકડા પર લખવાની સાહીઃ**—૨૫ ગ્રેન ચંદરૂસ ને ૨૦૦ ગ્રેન લવંડરના તેલમાં નાંખી જરા ગરમી બતાવવી એટલે તે પીગળી જશે. બાદ તેમાં ૨॥ ગ્રેન કાજળ અને ૦॥ ગ્રેન ગળી વાટીને નાંખવી. આ સાહીથી લખેલ અક્ષરો કાગળ તેમજ કપડાપરથી કદી જતા નથી.

**૧૪. બીજી રીતઃ**—૨૦ ગ્રેન ખાંડને એક કાચના વાસણમાં નાંખી તે પર ૩૦ ગ્રેન પાણી નાંખી હલાવીને જલદ સલફ્યુરીક આસીડ (ગંધકનો તેજાબ) નાં થોડાં ટીપાં નાંખવાં. પછી તે વાસણને બીજા ઉના પાણીના વાસણમાં મુકી ગરમ કરવું એટલે માહેનું પાણી કાળું થશે તે વતી લખવું.

**૧૫. ત્રીજી રીતઃ**—એક વાસણમાં ૨૦ ભાગ કારબોનેટ ઓફ સોડા તે ૨૫ ભાગ પાણીમાં પીગળાવો અને બીજા વાસણમાં ૧૭ ભાગ (નાઇટ્રેટ ઓફ સીલવર) ને ૨૪ ભાગ પાણીમાં પીગાળવાં અને ત્રીજા વાસણમાં ૨૦

ભાગ ગુંદને ૬૦ ભાગ પાણીમાં પીગાળવો. હવે ગુંદના પાણીને સોડાના પાણીમાં નાંખી હલાવીને તેમાં નાઇટ્રેટ ઓફ સીલવરવાળું પાણી નાંખવુ અને છેવટે તેમાં ૩ ભાગ મોરથુથુ નાંખવું. આ સાહીથી લખેલા અક્ષરો ઘેરા આસમાની દેખાયછે અને તે પાણીથી પણ જતા નથી.

**૧૬. પહેલાં ન દેખાય પણ ગરમી બતાવવાથી દેખાય તેવી જુદા જુદા રંગની સાહીઃ—ચાંદીના પતરા જેવા અક્ષરો.**—પહેલાં કાગળ ઉપર ( નાઇટ્રેટ ઓફ સીલવર )ના પાણીથી લખીને અક્ષરો સુકાઇ જાય ત્યાર પહેલાં તેમને સલફેટ ઓફ એમાનીઆના વાસણપર ધરવા એટલે થોડી વારમાં અક્ષરો ઓપ્યાં ચાંદી માફક ચમકશે.

**૧૭. પીળાઃ**—મોરથુથુ ને નવસાર એ બંને સરખે ભાગે લઇને તેને પાણીમાં પીગળાવીને તે વતી લખેલા અક્ષરો પહેલાં દેખાશે નહીં પણ ગરમી બતાવ્યાથી પીળા દેખાયછે.

**૧૮. પીળા. બીજી રીતઃ**—ડુંગળીના રસથી લખીને ગરમી બતાવવાથી પણ અક્ષરો પીળા દેખાશે.

**૧૯. લીલાઃ**—કલોરાઇડ ઓફ કોબાલ્ટથી લખવાથી પણ અક્ષરો પહેલાં દેખાશે નહીં પણ ગરમી બતાવવાથી ઘણા ભભકદાર લીલા રંગના દેખાશે અને વળી ગરમી ખેંચી લેવાથી પાછા દેખાશે નહી.

**૨૦. આસમાનીઃ**—એસીટેટ ઓફ કોબાલ્ટથી લખીને ગરમી બતાવ્યાથી અક્ષર આસમાની રંગના દેખાયછે.

**૨૧. કાળાઃ**—૧ આંઉસ સલફ્યુરીક આસિડ ને ૧ા શેર પાણીમાં નાંખી તે વતી લખવાથી અક્ષર પ્રથમ દેખાશે નહીં પણ ગરમી બતાવવાથી કાળા થશે અને એક વખત કાળા થયા પછી ધોયાથી પણ જશે નહીં.

બગીચાઓમાં ઝાડના નામ લખવા માટે જસતનાં પતરાં વપરાયછે. આ પતરાં વરસાદમાં તેમજ હવામાં ખુલાં રહેછે માટે તેમનાપર લખવા માટે પાણીથી ન અસર થાય તેવી સાહી જોઇએ તે સાહી બનાવવાની કૃતી નીચે મુજબ છે.

**૨૨. ૧ લી રીતઃ—** જંગાલ ૧ ભાગ. નવસાર ૧ ભાગ, કાજળ ૦।। ભાગ અને પાણી ૧૦ ભાગ એ બધાને મેળવીને કવીલથી અથવા બરની કલમથી લખવું. લેહાની કલમ વાપરવી નહીં વળી આ સાહી ઝેરીછે માટે સંભાળથી વાપરવી.

**૨૩. બીજી રીતઃ—** એક લીંબુનો રસ કાઢીને તેમાં એક પૈસો નાંખીને બે દિવસ રાખવો. આ સાહીથી લખવાને પણ બરૂની કલમ વાપરવી.

**૨૪. ત્રીજી રીતઃ—** (પ્લાટીનમ કલોરાઇડ) ના ૧૦૦ ગ્રેન લઇને તેને ૨૦ આંઉસ પાણીમાં નાંખી તેમાં જરા કાજળ અને ગુંદ નાંખી બરૂની કલમથી લખવું.

**૨૫. ૪ થી રીતઃ—** નવસારને સીરકામાં પીગાળી તે વતી લખવું.

**૨૬. ૫ મી રીતઃ—** જસતના પતરાપર તેલ લગાવીને તેપર જલદ સલફ્યુરીક આસીડથી લખવું. આ લખવા માટે પણ બરૂની કલમ અથવા કવીલપેન વાપરવી.

**૨૭. સોનેરી સાહીઃ—** (ક્લોરાઇડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળીને તેમાં થોડો ઇથિર નાંખી હલાવીને તેવતી લખવું. લખ્યા પછી અક્ષરો સોનેરી થઈ જાયછે. લખી રહ્યાપછી ખડીઆપર સખત બુચ મારવું કારણ કે ઈથિર ઘણો જલદાથી ઉડી જાયછે.

**૨૮. ઉપરના માટે બીજી રીતઃ**—(ગોલ્ડ પાઉડર) ને ગુંદના પાણીમાં નાંખો તે વતી લખવું.

**૨૯. રૂપેરી સાહીઃ**—(સીલવર પાઉડર) ને ગુંદરના પાણીમાં નાંખી તે વતી લખવું.

**૩૦. સોનેરી, રૂપેરી, ત્રાંબા વીગેરે જેવા રંગના અક્ષરો લખવા માટે રીતઃ**—પહેલાં (ગોલ્ડ સાઈઝ) અથવા ગુંદના પાણીથી અથવા બીજી કોઈ સાહીથી અક્ષર લખવા. (ગોલ્ડ સાઈજથી સૌથી સરસ અક્ષર થશે.) બાદ તે ઉપર (ગોલ્ડ પાઉડર), (સીલવર પાઉડર), અથવા તો મિશ્ર ધાતુઓના પ્રકરણમાં આપેલ ચાંદી, પીતળ, ત્રાંબુ વીગેરે ધાતુની ભુકીઓ બનાવવાની રીતો આપેલી છે તે ભુકીઓ લઈને ઝીણા મલમલના કટકામાં નાંખી અક્ષરો સારીપેઠે સુકાઈ જાય ત્યાર પહેલાં છાંટવું.

---

# પ્રકરણ ૧૧ મું.

## Ottos and essences.

## અતરો અને અરગો.

**૧. ગુલાબનો અરક બનાવવાની રીતઃ**—ગુલાબનું અત્તર ૭ દ્રામ અને સ્પીરીટ ઓફ વાઈન ૧ ગ્યાલન એ રીતે મેળવવાં જેથી સઘળું અત્તર સ્પીરીટમાં પીગળી જશે અને સઘળો સ્પીરીટ સુવાસીક બનશે.

**૨. ગુલાબનું અત્તરઃ**—ગુલાબનાં ફુલ ૧૨ ભાગ અને પાણી ૧૨ ભાગ એ રીતે મેળવી એક કાચના અથવા ત્રાંબાના વાસણમાં મુકી ઉકાળીને તેનું મદ્ય સંધાન કરીને આશરે અરધું પાણી ઝમી લેવું. મદ્યસંધાન કરવા માટે

ખાસ વાસણો બનાવેછે જેને ઇંગ્રેજીમાં **ડીસટીલરી** કહે છે. તેના ભાગ નિચે મુજબ હોયછે. એક ત્રંબાનો ઘડો હોયછે તેનું ઢાંકણું સજડ બેસાડેલું હોયછે એટલે કે તેમાંથી જરા બાફ નીકળી જાય નહીં. આ ઢાંકણામાં એક કાણું હોયછે અને તેમાં એક મોટી સીસાની અથવા જસતની ભુંગળી બેસાડેલી હોય છે. આ મોટી ભુંગળીને મોટા ચકર માફક ઘણીવાર વાળેલી હોયછે અને તેનો બીજો છેડો ઉઘાડો હોયછે. અર્ક ખેંચતી વખતે તે ભુંગળીના ચકરને ટાઢા પાણીમાં રાખેછે જેથી સઘળી બાફ થંડી થઇને પાણી બનીને બીજે છેડેથી નીકળેછે. આ પ્રમાણે એક વખત ખેંચેલા પાણીમાં બીજાં તાજાં ફુલના બીને ફરીને અર્ક ખેંચવાથી વધારે સરસ અત્તર બનેછે. આ પ્રમાણે ખેંચેલું પાણી થંડું થાય ત્યારે તે ઉપર તેલ જેવું પડ ફરી વળેછે તે ધીમેથી નીતારી લેછે અને તેને અત્તર કહેછે. નીચેનું પાણી ગુલાબજળ તરીકે વપરાયછે.

૩. **ગુલાબનું તેલઃ**—ઓલીવઓઇલ અથવા ચોખ્ખું તેલ ૧ પાંઉડમાં ૫૦ ટીપાં ગુલાબનું અત્તર નાંખી હલાવવાથી ગુલાબનું તેલ બનશે.

૪. **બીજી રીતઃ**—સારાં ખીલેલાં ગુલાબ ૧૨ આંઉસ અને સારૂં મીઠું તેલ ૧૬ આંઉસ એ બંનેને ભેગાં વાટીને થોડા દિવસ રાખવાં. બાદ તેમાંથી તેલ નીચોવી કાઢવું એટલે તે સુવાસીક થએલું માલમ પડશે.

૫. **આદુનો અરકઃ**—કચરેલું આદુ ૪ ડ્રામ, મરચાં ૧ ડ્રામ, ચોખો સ્પીરીટ ૧ પાંઉડ એ બધાને કાચના બુચવાળી બાટલીમાં ભરી ૧૦ દિવસ રાખવાં અને દિવસમાં એક બેવાર હલાવતા રહેવું. છેવટે ગળી લઇ સારી બાટલીમાં ભરવું.

**૬. ચંબેલી અથવા મોગરાનું તેલ બનાવવાની રીતઃ**— એક મોટા વાસણમાં તલ અને ચંબેલી અથવા મોગરાના ફુલના એક પછી એક થર કરીને થોડા દિવસ રાખવું. બાદ તે તલને પીલી તેલ કાઢવાથી સુવાસીક તેલ બનશે.

**૭. ઉપરનાજ માટે બીજી રીતઃ**—ચંબેલી અથવા મોગરાનાં ફુલ અને સારા તેલમાં ડુબાવેલાં કપડાંના કટકા એક પછી એક થર કરી રાખી મુકવા. આ પ્રમાણે થોડા દિવસ રાખી તેલ નીચોવી લેવું. આ રીત ઉપરના કરતાં વધારે સરસ અને સેહેલી છે.

**૮. નારંગીનું અત્તરઃ**—આ અત્તર જેને ઇંગ્રેજીમાં ઓલીઅમનીરોલી કહેછે તે સઘળાં અત્તરો અને અરગોમાં વધારે કીમતીછે અને તેના એક આંઉસની કીમત ૬૦ રૂપીઆ સુધી હોયછે. તે બનાવવાની રીત નિચે મુજબછે. નારંગીનાં ફુલ ૪ ભાગ અને પાણી ૧૨ ભાગ એ બંનેને મિશ્ર કરીને ગુલાબના અત્તરમાં સમજાવ્યા મુજબ અર્ક ખેંચવો અને આ રીતે આશરે અરધું પાણી નીકળી આવે ત્યાં સુધી કરવું. આ રીતે ખેંચેલા પાણીને થંડું થવા દેવાથી તેપર તેલ જેવું પડ ફરી વળશે તે ધીમેથી કાઢી લઇ સારા મજબુત બુચ વાળી બાટલીમાં ભરવું.

**૯. મેકેસરઓઇલ અથવા હેરઓઇલ બનાવવાની રીતઃ**—ઓલીવ ઓઇલ ૧ પાઉંડ, ઓઇલ ઓફ ઓરગેનમ ૬૦ ટીપાં ઓઇલ ઓફ રોઝમરી ૨૦ ટીપાં એ રીતે કાચના બુચવાળી બાટલીમાં મિશ્ર કરવાથી સરસ સુગંધીદાર હેરઓઇલ બનેછે.

**૧૦. કેવડાનું અત્તરઃ**—આ અત્તર બીજાં ફુલેની માફક અર્ક ખેંચવાથી નીકળતું નથી પણ તેને બીજા તેલમાં

ભીંજાવી રાખી પાછળથી તેલ દબાવી કાઢવાથી કેવડાની વાસ તે તેલમાં આવી જાયછે. આ કામને માટે ઘણું કરીને સુખડનું તેલ વપરાયછે. સાબીતી માટે કેવડાના અત્તરમાં જરા રૂ ડુબાવીને તે રૂને થોડા દિવસ ખુલ્લી હવામાં રાખવું એટલે કેવડાની સુગંધી ઉડી જઇને સુખડની ખુશબો માત્ર રહેશે. અથવા બીજું કોઈ તેલ વાપર્યું હશે તો તેની ખુશબો ફક્ત રહી જશે.

**૧૧. અફીણનો અરક:**—અફીણ ૧૨ ભાગ અને તજ, લવીંગ અને કેસર એ દરેકનો ૧ ભાગ, સ્પીરીટ ૧૦૦ ભાગ એ બધાને મજબુત બુચવાળી બાટલીમાં નાંખી તે બાટલીને ઉનાપાણીના વાસણમાં રાખવી અને હલાવતા જવું એટલે થોડીવારમાં સરવે ચીજો ગળી જશે. એટલે તેમને લઇને ગળી નાંખી બીજી બાટલીમાં ભરીનાંખવું.

**૧૨. તજનો અરક:**—હલકી જાતના જાડી તજ લઇને તેનો બારીક ભુકો કરીને ખારા પાણીમાં ૩ દિવસ ભીંજાવી રાખવો. બાદ તેનો બીજા ફુલોના માફક અર્ક ખેંચીને તે પાણીને ટાઢું થવા દેવાથી તેલ ઉપર તરી આવેછે તે ધીમેથી કાઢી લેવું.

આવીજ રીતથી બીજી ઘણી જાતનાં તેલ અને અત્તર નીકળેછે. જેવાં કે પીપરમીંટ, લવંડર, લીંબુની છાલ, બરગેમોટ, વરીઆળી, લવીંગ વીગેરે. કોઈપણ જાતના અત્તરનો અર્ક બનાવવો હોય તો તે અત્તર ૧ ભાગને ૭ ભાગ સ્પીરીટમાં નાંખી હલાવવાથી બનેછે. બીજી જાતના અરકો જે દવામાં વપરાયછે તેનું વર્ણન કરવું અત્રે દુરસ્ત ધાર્યું નથી તેથી ફક્ત સુગંધ માટે વપરાતા અત્તરો અરગોનું વર્ણન આપ્યું છે.

---

# પ્રકરણ ૧૨ મું.

## Silvering glass.

### કાચ ઉપર ચાંદી અને કલાઇ ચડાવવા બાબત.

૧. **મોટા જાડા કાચપર કલાઇ ચડાવવા વિષે:—** આ કામમાં કાચને મોં દેખાય તેવો કરવાને વપરાતી ચી પારો છે અને પારાને કાચ સાથે ચોંટાડવા માટે કલાઈ જાડા વરખ વપરાય છે, કારણ કે કલાઈની પારા સાથે મળી જવાની ઘણી ખાસીયત છે. હવે પહેલાં જે કાચ પારો ચડાવવો હોય તેની બંને બાજુઓ ખુબ સાફ કર જોઇએ, તેમાં મુખ્યત્વે કરીને જે બાજુપર પારો ચડાવ હોય તેને વધારે સાફ કરવી જોઈએ, કારણ કે ગમે તે નાનો ડાઘ રહી જાય છે તો પારો ચડાવ્યા પછી તે બહુ મોટો દેખાય છે. હવે કલાઇનું પતરૂં મોટા કાચને મા નાના કરતાં વધારે જાડું જોઇએ છીએ. આ કલાઈના રખને એક મોટા સાફ અને સપાટ આરસ પહાણ કટકા ઉપર પાથરીને તે ઉપર લાકડાનું રૂલ ફેરવેછે જે તે લીસું થાય છે અને કોઈ ખાડા ખબડા હોય છે પણ દુરસ્ત થાય છે. પતરાને આ પ્રમાણે તયાર કરી તેને કાચની બરાબર કાપી લે છે પણ ચારે બાજુપર એ એક ઈંચને સુમારે વધારે રાખે છે. હવે આ પથ્થર ઉપ તે કલાઇના પતરાને સાફ સપાટ પાથરીને તેપર એક કડા વતી થોડો પારો બધી જગાપર ફેલે તેવી રીતે ફરતો નાં છે. હવે જ્યારે પતરાની બધી સપાટી ઉપર પારો પડી રહે છે ત્યારે તેપર સાફ કરેલો કાચ મુકે છે પણ તેને મુકતી વખતે એકદમ મુકતા નથી પણ તેની એક બાજુની કોરથી

પ્રાય તેવી રીતે ખસેડતા જાય છે જેથી વધારાનો સઘળો ભાગ નિકળતો જાય છે અને ફક્ત પાતળું પડ કલાઇના પતરા ઉપર રહે છે. આ પ્રમાણે કાચ રાખતી વખતે ઘણીજ નાજુકી તેમજ સફાઈ વાપરવાની જરૂર છે, કારણ કે કલાઇના પતરા અને કાચની વચમાં જો જરા પણ હવા અથવા પારાનું ટીપું રહી જાય તો કાચને એક બે વખત ઊંચો લઈ ફરીથી મુકવો પડે છે. વળી સાફ કરતી વખતે કાચ પર કોઈ ડાઘ રહી ગયો હોય તો તે આ વખતે મોટો થઇને પડે છે. આવી રીતની હરકત ઘણું કરીને સરદીની મોસમમાં થવાની વધારે વકી હોય છે. મોટા કાચને માટે કલઇનું જાડું પતરૂં વાપરવાનું કારણ પણ આજ છે. કારણ કે કાચને એક બે વખત ઉપાડીને લેઈ લેવામાં અને ફરીથી મુકવામાં જે વખત જાય છે તેટલા વખતમાં પારો કલઇના પતરાને ખાઈ જઇને અંદર કાણું પાડી દે છે. હવે જરા પણ ડાઘ રહ્યો નથી એમ નકી કર્યા પછી કાચ પર મોટાં લોઢાનાં વજન મુકવાં પડે છે, અને નીચેના આરસના પથરાને પણ જરા એક છેડેથી ઊંચો રાખે છે જેથી બીજો જરા પણ પારો રહ્યો હોય તે આ વજન મુકવાથી નીકળી જાયછે અને આરસના પથરની ચારે બાજુ નીકજેવું કોતરેલું હોય છે તેમાં થઇને નીચે વાસણ રાખેલ હોય છે તેમાં પડે છે. ગમે તેટલો ઘણો પારો પતરા પર નાંખ્યો હોય તો પણ વજન મુક્યા પછી તમામ નીકળી જઇને એક ઘણુંજ પાતળું પડ માત્ર રહી જાય છે. આ પ્રમાણે વજન સહિત કાચને મરજી અને અનુભવ મુજબ કલાકથી ૨ દિવસ રાખવો પડે છે. ત્યારબાદ વજન ઉપાડી લેઇને કાચને એક ખુણેથી જરા ઊંચો કરી નીચે ઢાળો રાખવો અને આ સ્થિતિમાં ૪ થી ૫ દિવસ રાખવો.

છેવટે કાચને પથરપરથી ઉપાડવો એટલે માલમ પડશે કે કાચ અને પતરૂં એ બંને પારાની મદદથી સજ્જડ ચોંટી ગએલાં છે. કારણ કે એકલો પારો તેમજ એકલું પતરૂં કાચ સાથે કદીપણ ચોંટતું નથી. પથર પરથી કાચ ઉપાડી લેતી વખતે કાચ જો એક માણસની બાથમાં આવે તેવડો હોય તો એક માણસની નહીં તો બે માણસની જરૂર પડે છે. આ પ્રમાણે ઉપાડીને તેને ભીંત સાથે અઢેલીને ઉભો મુકે છે અને માત્ર એક ખુણો જમીનપર રહે તેમ મુકે છે. અને આ સ્થિતીમાં ૧ દિવસથી ઘણા દિવસ સુધી રાખે છે. કેટલા દિવસ રાખવું તેનો આધાર કાચનાં કદ ઉપર છે. આવી રીતે રાખવાથી બીજો પારો હોય તો પણ નીકળી જાય છે. આ પ્રમાણે કરી રહ્યા પછી છેવટે કાચની કલાઇ ચહડાવેલી બાજુપર વારનીશ લગાડે છે જેથી તે ઉખડી જતી નથી. ઉપર કહેલો વારનીશનું પ્રમાણ અને બનાવવાની રીત પ્રકરણની છેડે આપવામાં આવશે. ઉપર કહેલી રીત મોટા અને જાડા કાચ માટે છે, પરંતુ નાના અને પાતળા કાચ માટે તે રીત કામની નથી, કારણ કે પારો કાઢી નાંખવા માટે જે વજન રાખવાં પડેછે તે નાના કાચની વખતે રાખી શકાતાં નથી માટે નાના અને પાતળા કાચ માટે નીચેની રીત ઉપયોગી માલમ પડશે.

૨. **નાના અને પાતળા કાચપર કલાઇ ચડાવવા બાબત:**—આ કાચપર કલાઇ ચડાવવા માટે આરસપહાણના પથરની કાંઇ જરૂર નથી પણ સાફ પેટી અથવા પાટીઉ બસછે. કલાઇના પતરાને ઉપરની માફક સાફ અને સપાટ કર્યા પછી કાચના કરતાં જરા મોટું કાપેછે; બાદ તેને પાટીઆપર મુકી તેપર અગાઉની માફકજ બધી બાજુ પર ફેલે ત્યાં સુધી નાની કડછીવતી પારો રેડેછે. બધી

અપાટી ઉપર પારો લાગી ગયા પછી પતરા ઉપર એક સાફ ચળકતો કાગળ મુકી તેપર કાચનો કટકો મુકેછે. હવે કલાઈ ચડાવનાર માણસ એક હાથે કાચના ઉપર ભાર રાખેછે અને બીજે હાથે ઘણી ઝડપ અને ચાલાકીથી વચમાંનો કાગળ એકદમ ખેંચી લેછે જેથી કાગળની સાથે વધારાનો પારો તેમજ વચમાં રહી ગયેલી હવા નીકળી આવેછે. આ પ્રમાણે દરેક કાચને કરીને એક બીજા ઉપર મુકેછે જેથી એક બીજાના ભારથી સઘળો પારો દબાઇને નીકળી જાયછે. જાડા કાચની માફક આ કાચ પર ભાગી જવાની બીકથી લોઢાનાં વજન રાખી શકાતાં નથી. કાચને એક છેડે જરા લાકડાનો કટકો રાખેછે જેથી તે ઊંચો રહેછે અને પારાને સરી જવું સુગમ પડેછે. આ હાલતમાં થોડા દીવસ રેહેવા દઇને કાચને કાઢી લેછે. અને છેવટે તેપર પ્રકરણને છેડે આપેલો વારનીશ લગાવેછે. આ પ્રમાણે ચડાવેલી કલાઈ મોટા કાચપર ચડાવેલી કલાઈ જેટલી મજબુત હોતી નથી. નાના કાચપર કલાઇ ચડાવવા માટે કલાઈના ઝીણા વરખ વાપરવા.

૩. **સસ્તી રીતે કાચપર ચાંદી ચડાવવાની રીતઃ**—પહેલાં કાચને સારી પેઠે ઘસીને ધોઇ નાંખી તેપર વરસાદનું અથવા ( ડીસ્ટીલ્ડવોટર ) પાણી લઈ તેમાં રૂનો કુચો બુડાવીને ઘસવું અને છેવટે થોડા રોશેલ સોલ્ટ જેને સોડા ટારટરેટ કહેછે તેને પાણીમાં પીગાળીને તે પાણી રૂના કુચાવતી કાચપર લગાડવું. આ પ્રમાણે કર્યા પછી નીચે લખેલું મીશ્ર અગાઉથી તૈયાર કરીને નીચે મુજબ વાપરવું. એક કાચના વાસણમાં એમોનીઆ નાંખીને તેમાં ( નાઈટ્રેટ ઓફ સીલવર ) ને પાણીમાં પીગાળીને ધીમે ધીમે નાંખવી એટલે સુધી કે બંનેના મીશ્રથી પેદા થતો ભુકો છેવટે

હલાવવાથી ગળી ન જાય. આ પ્રમાણે તૈયાર કરેલા મિશ્રને બ્લોટીંગપેપરમાં ગાળીલેવું. હવે બીજા વાસણમાં રોશેલ સોલ્ટ ૨૧૦ ગ્રેન લઈને થોડા પાણીમાં પીગાળીને રાખવું. એક ચોરસવાર કાચ માટે નંબર ૧ લા વાળુ મિશ્ર એટલું લેવું કે તેમાં ૩૦૯ ગ્રેન ( નાઈટ્રેટ ઓફ સીલવર ) હોય અને તેમાં ૧૪ ગ્રેન રોશેલ સોલ્ટ પીગાળ્યું હોય તેટલું પાણી નાંખવું. આ પ્રમાણે બંને પાણી મીશ્ર કર્યા પછી મીશ્રનો રંગ બદલાઈને રગડા જેવો મેલો દેખાશે એટલે તરતજ તેને કાચ ઉપર એવી સફાઈથી રેડવું કે કાચની સઘળી બાજુપર ફેલાઈ જાય અને વળી કીનારી પરથી ઢોળાઈ જાય નહી. આમ થવાને માટે કાચને જરા એક છેડેથી ઊંચો રાખવો પડેછે. મિશ્ર બધે ઠેકાણે ફેલાઈ ગયા પછી ઊંચા છેડાને પણ બરાબર રાખવો અને બરાબર સપાટીમાં રાખ્યા પછી આશરે બે મિનિટમાં ચાંદી ચડેલી દેખાવા માંડશે અને આશરે ૨૦ થી ૩૦ મિનિટમાં ચાંદી સઘળે ઠેકાણે ચડેલી માલમ પડશે. આ પ્રમાણે માલમ પડે એટલે તરતજ કાચનો એક છેડો જરા ઉંચો કરીને ઉપરનું પાણી બીજા વાસણમાં નીતારી લેવું અને તેમાંથી રહેલા ચાંદી કાઢી લેવી. ( ચાંદી કાઢી લેવા માટે તેમાં વધારે પાણી નાંખી થોડું મીઠાનું પાણી નાંખવું એટલે એકજાતનો ચાક જેવો ધોળો ભુકો નીચે બેસશે તેને લઈને કારબોનેટ ઓફ સોડાની સાથે દેવતાપર પીગાળવાથી ચોખ્ખી ચાંદી મળશે. ) પાણી નીતારી લીધા પછી કાચની કીનારીપરથી ઘણુંજ ધીમે પાણી નાંખવું એટલે ઉપર લાગેલો કાળો ભુકો ધોવાઈ જશે અને સાફ ચાંદી રહેશે. આ રીતે પાણીથી ધોતી વખતે ઘણી સંભાળ લેવાની જરૂરછે કારણ કે જરા જોરથી પાણી નાંખવાથી સઘળી ચાંદી

ધોવાઈ જવાની બીક રહેછે. ઉપર મુજબ ધોયા પછી સુકાવીને પ્રકરણને છેડે આપેલો વારનીશ લગાડવો.

**૪. કાચપરથી કોઈ જગાએથી ચાંદી ઉખડી ગઇ હોય તે ફરીથી ચડાવવાની રીતઃ—** જેટલે ઠેકાણેથી ઉખડી ગઇ હોય તેના કરતાં મોટી જગાપર ફરતી મીણની પાળ બાંધવી અને તેમાં થોડું (નાઇટ્રેટ ઓફ સીલવર) નું પાણી નાંખી તેપર થોડું ખાંડનું પાણી નાંખવું અથવા લવીંગના તેલને સ્પીરીટ ઓફ વાઇનમાં પીગાળીને નાંખવું એટલે થોડીવારમાં ચાંદી ચડી જશે. એ પ્રમાણે ચડી રહ્યા પછી મીણ ઉખાડી લઇને જરા સાફ પાણીથી ધોઇને સુકાવા દેઇ તેટલી જગાપર વારનીશનો હાથ મારવો.

**૫. વાંકાવાળેલા કાચપર ચાંદી ચડાવવાની રીતઃ—** આ ફ્રેંચ રીત વાંકા કાચને માટે વપરાય છે એટલુંજ નહી પણ સાદા તેમજ નમુના મુજબ વાંકા ચુકા કાપેલા હોય તેમને માટે પણ સરખી રીતે ઉપયોગીછે. તેની કૃતી નીચે મુજબછે. ૬૦૦ ગ્રેન (નાઇટ્રેટ ઓફ સીલવર) ને ૧૨૦૦ ગ્રેન (ડીસ્ટીલ્ડવોટર)માં પીગાળવી અને તેમાં ૨૫ ભાગ (ડીસ્ટીલ્ડવોટર)માં ૧૦ ભાગ કારબોનેટ ઓફ એમોનીઆ અને ૧૦ ભાગ લાઇકર એમોનીઆ નાંખી મિશ્ર કરીને તેના ૭૫ ટીપાં ઉપરની નાઇટ્રેટ ઓફ સીલવરના પાણીમાં નાંખવાં. વળી તેજ મિશ્રમાં ( એટલે નાઇટ્રેટ ઓફ સીલવરના) ૩૦ ગ્રેન લાઇકર એમોનીઆ અને ૧૮૦૦ ગ્રેન ચોખો આલકોહોલ નાંખવો. આ બધુ મીશ્ર સાફ દેખાય ત્યાં સુધી ઠરવા દઇ તેને ગળી લેવું અને ગળેલા પાણીમાં આલકોહોલ અને ઓઇલ ઓફ કેશીઆ એ બંને સરખે ભાગે મીશ્ર કરીને નાંખવાં તેનું પ્રમાણ; ૧૫ ભાગ ગળેલા પાણીમાં ૧ ભાગ ઉપર કહેલું મીશ્ર નાંખ-

વું. ત્યારબાદ હલાવીને થોડીવાર ઠરવા દઇને ગળી લેવું.
હવે આ પ્રમાણે તૈયાર કરેલું મીશ્ર જે કાચપર ચાંદી ચ-
ડાવવી હોય તેપર રેડવા પહેલાં તેમાં મીશ્રનો ૭૮ મો ભાગ
લવીંગનો અરક નાંખવો. ( લવીંગનો અરક બનાવવાની
રીત પ્રકરણને છેડે આપેલીછે. ) છેવટે કાચને ખુબ સાફ
કરીને ઉપરનું તૈયાર કરેલું મીશ્ર નાંખી તે કાચની આસ-
પાસ થોડી ગરમી રાખવી. આ હાલતમાં આશરે ૩ કલાક
રહેવા દઇ નહીં સુકાએલું પાણી નીતારી લઇને ફરીથી સુ
કાવા દઇ તેપર પ્રકરણને છેડે આપેલો વારનીશ લગાડવો.

૬. **કાચપર ચાંદી ચડાવવાની બીજી રીત:**—૧૦ ગ્રેન
(નાઇટ્રેટ ઑફ સીલવર) ને ૧ આંઉસ (ડીસ્ટીલ્ડ વોટર)
માં પીગાળવી બાદ તેમાં જલદ લાઇકર એમોનીયા ટીપે
ટીપે નાંખવું અને આ પ્રમાણે જ્યાંસુધી બનેના મિશ્રથી
પેદા થતો ભુરા રંગનો ભુકો હલાવ્યાથી પીગળી જાય ત્યાં
સુધી નાંખવું. બીજી બાટલીમાં ૧૦ ગ્રેન રોશલ સોલ્ટ
અથવા સોડા ટારટરેટને ૧ આંઉસ પાણીમાં પીગાળવું.
હવે કાચને બરાબર સાફ કરીને તેને છેડે ચારે બાજુ મી-
ણની પાળ બાંધવી એટલે ઉપર નાંખેલું પાણી ઢોળાઇ
જશે નહીં. ઉપર પ્રમાણે તૈયાર કરેલા પહેલા મિશ્રમાંથી
૨ ભાગ અને બીજા મિશ્રમાંથી ૧ ભાગ એરીતે લઇ મિશ્ર
કરીને કાચ ઉપર નાંખીં તેને સુરજના તડકામાં અથવા
તડકો ન હોય તેવી રૂતુમાં દેવતાની ગરમી પાસે અરધો
કલાક રાખવો એટલે તેટલા વખતમાં ચાંદી ચડી રહેશે,
એટલે ઉપરનું પાણી કાઢી લઇ એક બે વખત એક
છેડેથી ધીમે ધીમે સાફપાણી નાંખી ધોઇ નાંખી સુકાવા
દેઇ છેવટે વારનીસ લગાડવો.

૭. **કાચના ગોળામાં ચાંદી ચડાવવાની રીત:**—ચોખ્ખું

સીસું ના આંઉસ લઈને તેને અડધા આંઉસ કલાઈ ભેગું ગાળવું અને બને મિશ્ર થાય એટલે તરતજ ાાા આંઉસ બીસ્મથ નાંખીને હલાવવું અને ઉપર કચરા માફક તરી આવે તે કાઢી નાખવું. હવે આ મિશ્રને દેવતા પરથી ઉતારી લઈને ટાઢું થઈ જાય ત્યાર પહેલાં તેમાં ૫ આંઉસ પારો નાંખી ખુબ હલાવવું. આ મિશ્રને વાપરવા પહેલાં તેને ઝીણા કપડાંમાં ચાળી લેવું. હવે આ મિશ્ર ઘણું ભારે અને માંખણ જેવું હોય છે માટે કાચના ગોળામાં એકદમ નાંખવાથી ગોળો ભાગી જવાની દેહેશત રહે છે માટે કાગળની ભુંગળી ગોળાને છેક તળીએ પહોચે એવી બનાવી તેમાં ધીમે ધીમે મિશ્રને રેડવું. આ પ્રમાણે નાખ્યા પછી ગોળાને આડો અવળો ફેરવવો એટલે બધી બાજુએ ચાંદી ચડી રહેશે.

૮. **ઉપરનાજ માટે બીજી રીતઃ—**સીસું ૩ આંઉસ, કલાઈ ૨ આંઉસ અને બીસમથ ૫ આંઉસ એ બધાને ભેગાં ગાળવાં. આમાંનું થોડું મિશ્ર લઈને કાચના ગોળામાં નાંખી તેને દેવતાપર મુકી ધીમે ધીમે આંચ વધારતાં જવી. એકદમ ગરમીપર મુકવાથી કાચ ફાટી જશે માટે સંભાળવું. અંદરનું મિશ્ર જ્યારે તમામ પીગળી જાય ત્યારે ગોળાને ધીમે ધીમે ચારે બાજુ હલાવવો એટલે તેના સઘળી બાજુએ ઢોળ ચઢી જશે. આ ઢોળ ટાઢો પડ્યાપછી ગોળાને મજબુત રીતે ચોટી રહેછે. આ રીત સઘળી રીતો કરતાં સસ્તી અને ટકાઉ છે.

૯. **ઉપરનાજ માટે ત્રીજી રીતઃ—**(નાઈટ્રેટ ઓફ સીલવર) ૧ આંઉસ, ને (ડીસ્ટીલ્ડ વોટર) ૧ પીંટમાં પીગાળીને તેમાં લાઈકર એમોનીઆ ધીમે ધીમે નાંખી

હલાવતાં જવું. આ પ્રમાણે જ્યાં સુધી ન[illegible] પેદા થતો ભુરો રંગનો ભુકો હલાવવાથી ગળી જાય ત્યાં સુધી નાંખ્યા કરવું. બાદ આ સઘળામાં ૦ા આઉંસ ગમ નાંખી હલાવવું. છેવટે આ મિશ્રને કાચના ગોળા માં થોડું નાંખીને તે ગોળાને ગરમ પાણીના વાસણમાં મુકી તે પાણીને આશરે ૧૦ મીનીટથી ૩૦ મીનીટ સુધી ઉકાળવું એટલે તે ગોળામાં ચાંદી ચડી રહેશે. આ વખતની દરમ્યાન ગોળાને વખતો વખત બહાર કાઢી જોવાથી કેટલી અસર થઈ તે માલમ પડશે.

૬૦. **કાચપર ચાંદી ચડાવવાની કેટલીક રીતમાં વપરાતો લવીંગનો અરક બનાવવાની રીતઃ**— ૧ ભાગ લવીંગના તેલને ૩ ભાગ ચોખા આલકોહોલમાં નાંખી હલાવવાથી લવીંગનો અરક બનશે. આ અરક વાપર્યાથી ચાંદી ઘણી જલદી અને સારખી રીતે ચડે છે.

૬૧. **ચાંદી ચડાવેલા કાચ માટે વારનીશઃ**—ચોખું મીણ અને ચરબી સરખે ભાગે લઈ પીગાળીને કાચની પાછલી બાજુપર લગાડવી.

૬૨ **બીજી રીતઃ**—ડામર ૨૦ ભાગ, એસફાલ્ટ અથવા બાહ્યુમેન ૫ ભાગ, ગટાપરચા ૫ ભાગ, અને બેનઝીન અથવા લોબાનના ફુલ ૨૫ ભાગ એ બધાને મિશ્ર કરવાં એટલે ઉપરની સઘળી ચીજો છેલી દવામાં ગળી જશે. આ વારનીશ કાચપર સુકાયા પછી ઘણો કઠણ થઈ જાયછે.

# પ્રકરણ ૯ મું.

## Water-proofing cloth, paper &c.

## કપડું, કાગળ વીગેરે ચોમાસામાં પાણીથી ન ભીંજાય તેમ કરવાની રીત.

૧. **પહેલી રીતઃ**—૧ પાઉંડ શુગર ઓફલેડ અને ૧ પાઉંડ ફટકડી એ બન્નેને પહેલાં જુદાં જુદાં વાસણોમાં વાટીને રાખવાં બાદ તેમને એક મોટા વાસણમાં મિશ્ર કરીને તે ઉપર ૫ શેર ઉકળતું પાણી નાંખી હલાવવું. બાદ તેને છ કલાક ઠરવા દઈને ઉપરનું પાણી બાટલીમાં ભરી લેવું. આ પાણીમાં વાદળી અથવા નરમ બ્રશ ડુબાવીને કપડાપર સારીપેઠે લગાડવું અને છેવટે તે ઉપર અસ્ત્રી ફેરવી સુકાવા દેવું.

૨. **બીજી રીતઃ**—કપડાની ઊંધી બાજુએ સાબુનું પાણી બ્રશવતી લગાડવું બાદ તે ઉપર ફટકડીના પાણીનું બ્રશ મારીને સુકાવી નાંખવાથી કપડું પાણીથી ભીંજાશે નહીં.

૩. **ત્રીજી રીતઃ**—એક વાસણમાં ૧ પાઉંડ શુગર ઓફલેડને પાણીમાં પીગાળવી અને બીજા વાસણમાં ૩ પાઉંડ ફટકડી પાણીમાં પીગાળવી. એક ત્રીજા વાસણમાં ૧ શેર સરેસને ઉકાળીને તેનું પાણી બનાવી રાખવું. હવે ઉપરનાં બંને મિશ્રોને થોડીવાર ઠરવા દઈ તેમનું ઉપરનું પાણી સરેસવાળા વાસણમાં નાંખી દઈ હલાવીને આ મોટા મિશ્રને દેવતાપર મુકી આંગળી દાઝે ત્યાં સુધી ગરમ કરવું. આ ગરમ પાણીમાં કપડું નાંખી હલાવીને ૦। કલાક રાખવું બાદ તેને થોડીવાર વહેતા પાણીમાં રાખીને બહાર કાઢી નીચોવ્યા વિના સુકવવું.

૪. **ચોથી રીતઃ**—કપડાને અગાઉથી તડકામાં ખુબ સુકાવીને તે પર ઉકાળેલા અળસીના તેલનો હાથ મારવો. જેવો રંગ કરવો હોય તે રંગ તેલમાં અગાઉથી મેળવવો.

૫. **પાંચમી રીતઃ**—મીણ અને રાજન એ દરેકના બે બે આંઉસ લઇને તેમને ૧ાશેર અળસીના તેલમાં નાંખી તે તેલને ગરમ કરવું એટલે ઉપરની ચીજો ગળી જશે ગળી ગયા બાદ આ મીશ્ર પીંછી વતી કપડાપર લગાડીને સુકાવા દેવું.

૬. **છઠી રીતઃ**—કપડાને ટેબલપર ઉંધું પાથરીને તે પર ચોખ્ખું મીણ જ્યાં સુધી પાતળું પડ કપડાપર ફરી વળે ત્યાં સુધી ઘસવું. આ પ્રમાણે કરી રહ્યા પછી તેપર ગરમ અસ્ત્રી મારવી અને પાછળ બ્રશ મારતા જવું. આ રીતે તૈયાર કરેલું કપડું પાણીમાં ભીંજાતું નથી, પણ તેનાં છીદ્રોમાંથી હવા આવજાવ કરી શકેછે, અને તેથી ગરમી લાગતી નથી, બીજી બધી રીતોથી તૈયાર કરેલાં કપડામાંથી હવા આવજાવ કરી શકતી નથી તેથી પહેરનારને ઘણો પરસેવો થાયછે.

૭. **સાતમી રીતઃ**—કપડાની ઊંધી બાજુએ આઇસીંગ્લાસને પાણીમાં ઊકાળીને તે પાણી બ્રશ વતી લગાડવું અને તે સુકાયા પછી તેપર માયાંને વાટીને પાણીમાં ભીંજાવી રાખીને તે પાણી લગાડ્યાથી પણ કપડું ભીંજાતું નથી.

૮. **આઠમી રીતઃ**—એક વાસણમાં ૧૦૦ ભાગ પાણીમાં ૨૦ ભાગ સાબુ પીગાળવો અને બીજા વાસણમાં ૧૦૦ ભાગ પાણીમાં ૨૦ ભાગ મોરથુથુ પીગાળવું. હવે કપડાને પહેલાં સાબુના પાણીમાં ભીંજાવી રાખીને પછી મોરથુથાને પાણીમાં ભીંજાવવું. બાદ તેને ધોઇ નાંખીને સુકવવું.

૯. **નવમી રીતઃ**—ઇન્ડીઆ રબરના ઘણાજ ઝીણા કટકા કરીને તેમને ટરપીનટાઇનના તેલમાં બે દિવસ રાખવા. ત્યારબાદ તેને એક લાકડાના ચાકુવતી ખુબ હલાવવું. વળી થોડું બીજું ટરપીનટાઇન નાખીને બે દિવસ રાખીને વખતોવખત ખુબ હલાવવું એટલે તે દરમ્યાન સઘળું રબર પીગળી જશે. આ રબરના મીશ્રમાં થોડો કોપાલ વારનીશ તથા થોડું ઉકાળેલું અળસીનું તેલ નાખી કપડાપર લગાડવું.

૧૦. **કપડું તેમજ ચામડા માટે કામમાં આવે તેવું અને હમેશાં રહે તેવું મીશ્રઃ**—રબરના ઝીણા કટકા ૧ આંઉસ, ઉકાળેલું અળસીનું તેલ ૧ા શેર એ બનેને રબર પીગળી જાય ત્યાંસુધી ભેગાં ઉકાળવાં બાદ આમાં બીજું ઉકાળેલું અળસીનું તેલ ૧ા શેર નાંખી હલાવી ટાઢું થવા દેવું. આ મીશ્ર કપડા તેમજ ચામડાપર લગાવતી વખતે જરા ગરમ કરવું.

૧૧. **કાગળ પાણીથી ન ભીંજાય તેમ કરવાની રીતઃ**—એક વાસણમાં ૮ આંઉસ ફટકડી અને ૩ાા આંઉસ કેસ્ટાઇલ સાબુ એ બનેને ૫ શેર પાણીમાં પીગાળવાં અને બીજા વાસણમાં ૨ આંઉસ ગુંદ ને ૫ શેર પાણીમાં પીગાળીને ઉપરના પાણીમાં નાંખવાં. હવે આ મીશ્રને ગરમ કરી તેમાં કાગળનો એક એક તાવ જુદો જુદો ડુબાવી કાઢીને દોરીપર સુકાવવાથી તે પાણીથી ભીંજાતો નથી.

# પ્રકરણ ૧૪ મું.

## Wood dying, varnishing, fireproofing &c. and varnishas of all kinds.

લાકડાપર રંગ, વારનીસ, નહીં બળે તે કરવાની રીતો તેમજ સઘળી જાતના વારનીસ બનાવવાની રીતો.

૧. **લાકડાને આગથી બચાવવાનો ઉપાયઃ**—પહેલાં ૧ ભાગ હીરાકસી અને ૨ ભાગ ફટકડી એ બનેને ભેગી પાણીમાં પીગાળીને લાકડાને તેમાં ખુબ ભીંજાવવું અને સુકાયા પછી હીરાકસી અને સારી ચીકણી માટી એ બનેને સારીપેઠે મેળવીને તેનો હાથ મારવાથી તે લાકડું સળગશે નહીં.

૨. **બીજી રીતઃ**—ફટકડી અને હીરાકસી એ બંને સરખે ભાગે લઇ તેના પાણીમાં લાકડું ભીંજાવવાથી તે સળગશે નહીં.

૩. **ત્રીજી રીતઃ**—લાકડાપર ૨ અથવા ૩ હાથ સીલીકેટ ઓફ સોડાના મારીને સુકાવવાથી લાકડું સળગશે નહીં. સીલીકેટ ઓફ સોડા જાડો મધ જેવો પ્રવાહી પદાર્થ છે માટે તેને પાણી નાંખી પાતળો કરી વાપરવો.

૪. **ચોથી રીતઃ**—એક શેર ફટકડી અને એક શેર મોરથુથુ ને ૨૫ મણ પાણીમાં પીગાળીને મોટી પહોળી કુંડીમાં રેડવું. આ પાણીમાં લાકડાને નાંખી તેપર પથરનો ભાર મુકી ડુબાવી રાખવાથી લાકડું સુકાયા પછી સળગતું નથી.

૫. **લાકડાના વેહેરને પ્રવાહી બનાવી તેની સ્થિતીસ્થાપક લાકડાઓ તથા બીજી ચીજો બનાવવાની રીતઃ**—લાકડાના વેહેરને થોડા દિવસ ગંધકના તેજાબમાં થોડું

પાણી નાંખી તેમાં પલાળી રાખવો. બાદ તેને કલાઇના પતરાની ચાળણીથી ચાળીને ઝીણો ભુકો જુદો પાડવો. આ ઝીણા ભુકાને ઉકાળેલ: સરેસમાં નાંખી કુટીને ખુબ મેળવવો. જ્યારે એકરસ થયા પછી તેની લાકડી વીગેરે બીજી ચીજો બનાવવી. આ ચીજો સુકાયા પછી સ્થિતીસ્થાપક થશે અને તે ઉપર વારનીશ પોલીસ સરવે ચડાવી શકાય છે.

**૬. લાકડાનાં પાટીઆંને પાણીથી ન ભીંજાય તેમજ જમીનમાં ઉધઈ અને બીજાં જીવડાં ન ખાય તેમ કરવાની રીત:**—પહેલાં લાકડાનાં પાટીઆંને હીરાકસીના પાણીમાં ભીંજવી રાખીને તેપર કળીચુનાના પાણીનો હાથ મારવો જેથી પાટીઆની ઉપર તેમજ તેનાં અંદરનાં છિદ્રોમાં પથરના જેવો થર જામી જશે, અને તેથી તેને પાણી અથવા જીવડાં નુકશાન કરી શકશે નહીં.

**૭. ઇમારતનાં લાકડા ને સડતાં અટકાવવાની રીત:** રસકપુરને પાણીમાં પીગાળી તેનો હાથ મારવાથી લાકડું સડશે નહીં.

**૮. બીજી રીત:**—પહેલાં પાટીઆ પર કેલશીઅમ ક્લોરાઇડ અથવા બ્લીચીંગ પાઉડરને પાણીમાં પીગાળી તેનો હાથ મારવો બાદ તેપર હીરાકસીનો હાથ મારવો જેથી લાકડું પથર જેવું કઠણ થશે અને સડશે નહીં.

**૯ પીક્ચર ફ્રેમને માટે વપરાતી લાકડીઓ બનાવવા માટે લાકડાપર સોનેરી રૂપેરી વીગેરે રંગની ભુકીઓ ચડાવવાની રીત:**—ઉપરની ભુકીઓ બનાવવાની રીતો બનાવટી અને મિશ્ર ધાતુઓના પ્રકરણમાં આપેલી છે. પહેલાં લાકડાપર સરેસ અથવા અળસીના તેલનો હાથ મારવો અને જ્યારે સુકાવા આવે ત્યારે તે ઉપર મલમ-

લની કોથળીમાં ઉપરની સોનેરી અથવા રૂપેરી વીગેરે ભુકી ઓ ભરીને છાંટવી. બાદ સારી પેઠે સુકાવા દઈ લાકડાને પોલીશ કરવું.

**૧૦. લાકડું રંગવાની રીતો:—કીરમજી:**—૧ પાંઉડ પતગના લાકડાના કટકા કરી તેમને ગા શેર પાણીમાં સારીપેઠે તમામ રંગ નીકળી આવે ત્યાં સુધી ઉકાળવું, બાદ તેમાં ૧ા રૂપીઆભાર વાટેલી કીરમજ નાંખીને ફરીથી આ રધો કલાક વધારે ઉકાળવું. પછી તે રંગના પાણીને ટાઢું પાડીને લાકડાપર લગાડવું. જો રંગનો ચળકાટ વધારવો હોય તો ઉપરનો રંગ લગાવ્યા પહેલાં ૧ા રૂપીઆ ભાર હ ળદર ૨ા શેર પાણીમાં ઉકાળી તે પાણી લગાવવું.

**૧૧. કાળો રંગ:**—હીરાકસી અને માયાંનો ભુકો એ બંને સરખે ભાગે લઈને પાણીમાં ઉકાળી તે પાણીવતી રંગ-વાથી કાળો રંગ થશે.

**૧૨. બીજી રીત:**—વારનીશમાં કાજળ નાંખી તે વતી રંગવાથી પણ ઉપર મુજબજ રંગ થશે.

**૧૩. આસમાની:**—૧ શેર ગંધકના તેજાબમાં ૦ા શેર ગળી નાંખી ખુબ ઘોટવી. બાદ તેમાં થોડું પાણી નાંખી તેવતી રંગવું.

**૧૪. લીલો:**—સીરકો ૩ા શેર, જંગાલ ૧૦ રૂપીઆભાર લીલો રંગ ૧ા રૂપીઆભાર અને ગળી ૧ા રૂપીઆભાર એ સઘળાંને વાટીને સારીપેઠે મીશ્ર કરી લગાડવું.

**૧૫. ચળકતો પીળો:**—સારો ચોખ્ખો એળીઓ લઈ તેને પાણીમા ઉકાળીને ગળીનાંખવો જેથી સઘળો કચરો દુર થશે. આ પાણીથી રંગવાથી પીળો રંગ થશે.

**૧૬. બીજી રીત:**—સોડા અને કાથો એ બનેને પાણી-

માં ભેળવીને તેવતી રંગીને સુકાયા પછી થોડા બાઇક્રોમેટ ઓફ પોટાશને પાણીમાં પીગાળી તે પાણીનો હાથ મારવો એટલે ઘણોજ સરસ ચળકતો પીળો રંગ થશે.

ઉપરના સઘળા રંગ પાકાછે અને તે રંગ લગાવ્યા પછી જો લાકડાપર એક હાથ વારનીશનો માર્યો હોય તો લાકડું ઘણું શોભી ઉઠેછે.

૧૭. લાકડું દાટવાથી સડે નહીં તેમ કરવાની રીતઃ- લાકડાને ગરમ પાણીથી ધોઇને તેપર સીલીકેટ ઓફ સોડાને પાણીમાં પીગાળી તેનો હાથ મારવો. બાદ સુકાય ત્યારે તેપર ચુનાના પાણીનો હાથ મારવો. આ રીતે તૈયાર કરેલ લાકડું જમીનમાં દાટવાથી સડતું નથી તેટલા માટે યુરોપના ઘણા દેશોમાં અને અમેરીકામાં રેલવેના સ્લીપરો આ રીતે તૈયાર કરવામાં આવેછે.

૧૮. લાકડાને પથર માફક બનાવવાની રીતઃ—ચાક ૪૦ ભાગ, રાળ ૫૦ ભાગ, અળસીનું તેલ ૪ ભાગ એ બધાને એક લોઢાના વાસણમાં ગરમીથી પીગાળવાં. બાદ તેમાં ૧ ભાગ ગેરૂ અને ૧ ભાગ ગંધકનો તેજાબ નાંખી હલાવવું. આ મિશ્ર પીંછીવતી લગાવી સુકાવા દેવું. આ-રીતથી તૈયાર કરેલ લાકડાપર, પાણી, હવા, જીવડાં, દેવતા વીગેરે કશાની અસર થતી નથી.

૧૯. લાકડાપરથી જુનો રંગ કાઢી નાખવાની રીતઃ કળીચુનો ૩ પાંઉડ અને કારબોનેટ ઓફ પોટાશ એક પાંઉડ એ બંનેને પાણીમાં નાંખી વાટીને લાહી માફક બનાવીને પીંછીવતી લાકડાપર લગાડવું. આ પ્રમાણે લગાવ્યા પછી ૧૨ થી ૧૪ કલાક રહેવા દઈ ઉખેડી નાંખી ધોઇને બીજો રંગ લગાડવો.

**૨૦. લાકડાનો ફરનીચર પાલીસ કરવાની રીતઃ—** ૧ બાટલીમાં ૩ આંઉસ મીણનો ભુકો નાંખી તેમાં ટરપીનટાઇનનું તેલ નાંખી બુચ મારી ૨૪ કલાક રાખવું. ત્યાર બાદ બીજા વાસણમાં ૧ આંઉસ સાબુને ૧ શેર પાણીમાં ઉકાળીને ઉપરના મિશ્ર સાથે મેળવી હલાવવું. હવે લાકડાને પહેલાં કાચના કાગળથી ખુબ સાફ કરી તેપર આ મિશ્ર લગાવી જાડા લુગડા અથવા ચામડાવતી ખુબ ઘસવું એટલે લાકડું ઘણું ચળકતું દેખાશે. જો લાકડાનો રંગ બદલવો હોય તો મિશ્રમાં પહેલેથી થોડો રંગ નાંખવો.

**૨૧. લાકડાપર જુના રંગને સાફ કરી નવો દેખાય તેમ કરવાની રીતઃ—** એક ફલાલીનના કટકાને ગરમ પાણીમાં ભીંજાવીને નીચોવી નાંખીને સફેદ રંગ અથવા ચાકના ભુકામાં ડુબાવી જેટલો ચોટે એટલો રંગ લઈ લાકડાપર ઘસવો, અને છેવટે ધોઈ નાંખવો એટલે સુકાયા પછી તદન નવા જેવો લાગશે.

**૨૨. લાકડાપર પીતળ જેવો રંગ ચડાવવાની રીતઃ—** નવસાર ૧ આંઉસ, ફટકડી ૦।। આંઉસ, સોમલ ખાર ૦।। આંઉસ એ બધાને બારીક વાટીને બાટલીમાં ભરી મુકવાં અને જ્યારે જોઇએ ત્યારે લાકડાપર લગાવવાથી તેપર પીતળ જેવો રંગ ચડેછે. આ ભુકો ઝેરીછે માટે સાવચેતીથી રાખવો.

**૨૩. લાકડાપર કાચ જેવો વારનીસ લગાડવા વિશેઃ** ચોખી રેતી ૧૫ ભાગ, કારબોનેટ ઓફ પોટાશ ૨૦ ભાગ અને કોયલા ૧ ભાગ એ બધાને કુલડીમાં નાંખી દેવતાપર ગાળવાં. આ ગળેલા પદાર્થ તેનાથી ૪ થી ૫ ગણા પાણીમાં પીગળેછે. બાદ તે પાણીને થોડું ઉકાળીને લા-

કડાપર લગાડવું. આથી કાચ જેવો થર લાકડાપર થઈ જાયછે અને તેથી લાકડું દેવતાથી બળતું નથી.

**૨૪. ફ્રેંચ પાલીશ:**—સ્પીરીટ ઓફ વાઇન ૧૫ શેર, ચંદરસ ૦૫ આંઉસ, બાવળનો ગુંદ ૦। આંઉસ અને લાખ ૧ આંઉસ એ રીતે લેવાં, પહેલાં ચંદરસ લાખ અને ગુંદને બારીક વાટીને કપડામાં ચાળવાં. પછી તેમને સારા સખ્ત બુચવાળી બાટલીમાં મુકી તેમાં સ્પીરીટ નાંખવો અને તે બાટલીને ચુલા પાસે અથવા બીજી ગરમ જગામાં રાખવી અને દિવસમાં બેચાર વખત હલાવવી. આ રીતે ત્રણચાર દિવસ કરવાથી સઘળી ચીજો ગળી જશે એટલે તેમને ગળી લઈ સાફ પાણી બીજી બાટલીમાં ભરી લેવું. હવે આ પાલીસ કરવાનું મીશ્ર વાપરવાની રીત નીચે મુજબ છે. પહેલાં લાકડાને સારીપેઠે સાફ કરીને પછી એક ફલાલીનના કટકાને દડા માફક વાળીને તેને ઉપરના મીશ્રમાં સારીપેઠે ભીંજાવવો. બાદ તે ઉપર એક કપડાનું પડ રાખી લાકડાપર ખુબ ઘસવું એટલે થોડી વારમાં ફરનીચર ચળકી ઉઠશે.

**૨૫. નકસી વાળા લાકડકામ માટે પોલીસ:**—લાખ અને ધોળી રાજન એ બનેના દરેકના ૨ આંઉસ લઇને ૧૫ શેર સ્પીરીટ ઓફ વાઈનમાં પીગાળવાં. આ પોલીસને લાકડાપર લગાવતાં પહેલાં તે બાટલીને ગરમ પાણીના વાસણમાં રાખવી અને કામ કરવાની કોટડીમાં જરા પણ સરદી હોવી ન જોઇએ.

**૨૬. મેહોગની લાકડાને સાફ કરી પોલીસ કરવાની રીત:**—પહેલાં એક વાસણમાં અળસીનું તેલ ૧૫ શેર અને પીળું મીણ ૦ શેર અને જોઇએ તેવો રંગ એ બધાને ગરમીથી પીગાળવાં. ગળી ગયા પછી તેમાં ૦॥ પોંડ સીસએ

અને ૦॥ પીંટ ટરપીનટાઇન નાંખવું. આ મીશ્ર વાપરવા માટે એક ઉનના કટકાને તેમાં ડુબાવી લાકડાપર ખુબ ઘસવો અને છેવટે ચળકાટ આણવા માટે ફલાલીન અને નરમ લુગડાના ડુચા વતી ખુબ ઘસવું.

૨૭. કોપાલ પોલીસઃ—ચંદરસ ૪ ભાગ, કપુર ૧ ભાગ એ બંનેને થોડા ઈથરમાં નાંખી ઘણીજ ધીમી આંચથી પીગાળવાં. પછી તેમાં થોડો આલકોહોલ નાંખી બીજા પોલીસપેઠે વાપરવો.

૨૮, છાપેલા કાગળ અને નકસા માટે વારનીસઃ—કેનેડાબાલસમ અને ચોખી રાજન એ દરેકના ૭ આંઉસ લઇને તેમને ૫ શેર ટરપીનટાઈનના તેલમાં પીગાળીને વાપરવાં.

૨૯. પીકચર અને ચીત્રકામ માટે વારનીસઃ—ચોખું અળસીનું તેલ લઈ તેમાં શુગર ઓફ લેડ બારીક વાટીને નાંખવું અને ખુબ હલાવીને પીકચર ઉપર ધીમે હાથે પીંછીવતી ફેરવવું.

૩૦. લાકડ કામ માટે સોનેરી વારનીસઃ—લાખ ૧૬ ભાગ, રૂમીમસ્તકી ૩ ભાગ, કીરમજ ૧ ભાગ, રેવંચીની ૨ ભાગ એ બધાને વાટી ૧૪૪ ભાગ આલકોહોલમાં ૭ દિવસ ભીંજાવી રાખવાં. ત્યારબાદ બીજી બાટલીમાં ગળી લઈ વાપરવું.

૩૧. ધોળો વારનીસઃ—ચંદરૂસ ૭॥ આંઉસ, કપુર ૧ આંઉસ એ બંનેને ૨॥ શેર આલકોહોલમાં પીગાળીને તેમાં ૨ આંઉસ રૂમીમસ્તકી અને ૧૨ આંઉસ વેનીસ ટરપીનટાઇન નાંખી થોડા દિવસ રાખી ગળી લેવું. આ વારનીસ ઘણો સફેદ અને જલદીથી સુકાય તેવો છે અને

સુકાયા પછી તેપર ઘણો સારો પોલીસ પણ થઈ શકેછે.

૩૨. ટેબલવારનીસઃ—ટરપીનટાઇન ૧ પાંઉડ, મીણ ૨ આંઉસ અને કોલોફોનીરેઝીન ૧ ડ્રામ એ બધાંને ભેગાં ગાળીને વાપરવાં.

૩૩. બીજી રીતઃ—ટરપીનટાઈન ૨ પાંઉડ, કપુર ૨૦૦ ગ્રેન એ બંને એક બાટલીમાં ૨૪ કલાક રાખીને ઉપરનું ચોખ્ખું મિશ્ર નીતારી લઈ કામમાં લેવું.

૩૪. ગીલ્ટ કરેલાં વાસણો માટે વારનીસઃ—લાખ ૧૨૫ ભાગ, રેવંચી ૧૨૫ ભાગ, હીરાદખણ ૧૨૫ ભાગ, કપીલ રંગ ૧૨૫ ભાગ, અને કેસર ૩૨ ભાગ. હીરાદખણ અને કપીરંગને ૧૦૦૦ ભાગ આલકોહોલમાં પીગાળવાં અને બીજા વાસણમાં બીજી ચીજોને ૧૦૦૦ ભાગ આલકોહો-લમાં પીગાળવી. બાદ જેવા રંગ કરવા હોય તેના પ્રમા-ણમાં બંનેને મેળવીને વાપરવાં.

૩૫. ઓકના લાકડા માટે ચળકતો વારનીસઃ—રાજન ૩ા પાંઉડને ૧૦ શેર ટરપીનટાઈનમાં પીગાળવી, જો રંગ કાળો કરવો હોય તો જરા કાજળ મેળવવું.

૩૬. ફરનીચર વારનીસઃ—ધોળું મીણ ૬ આંઉસ અ-ને ટરપીનટાઈન ૨ા શેર એ બંનેને ધીમી આંચે પીગાળવાં અને ગરમ હોય ત્યારેજ લગાવી કપડાવતી ખુબ ઘસવું.

૩૭. હલકાં લાકડા માટે કાળો વારનીસઃ—લાખ ૧૬ ભાગ, સંદરાક ગુંદર ૩૨ ભાગ, રૂમીમસ્તકી ૮ ભાગ, એ-લ્મોનો ગુંદ ૮ ભાગ, હીરાદખણ ૪ ભાગ, કપીલરંગ ૧ ભાગ, ટરપીનટાઈન ૧૬ ભાગ, આલકોહોલ ૨૫૬ ભાગ એ બધાને એક મોટી બાટલીમાં મેળવી ૭ દિવસ રાખી બાદ કપડામાં ગળી નાંખીને વાપરવું. અને જો વારનીસ વધારે જાડો થાય તો જરા વધારે આલકોહોલ નાંખવો.

**૩૮. સારંગીઓ માટે વારનીસ:—** ચંદરૂસ અને કાચ એ બંનેના દરેકના ૪ આંઊસ લઈને ખુબ વાટીને એક બાટલીમાં નાંખી તેમાં ૧ા શેર આલકોહોલ અને ૦ાા આંઊસ કપુર નાંખવું, હવે આ બાટલીને બીજા ઉના પાણીના વાસણમાં મુકીને તે પાણી ઉકાળવું. આ પ્રમાણે બાટલીને સઘળી ચીજો ગળી જાય ત્યાં સુધી રાખવી અને વારેવારે હલાવવી. ગળી ગયા બાદ કાઢી લઈને થંડી પાડી ઠરવા દેવું અને પછી ઉપરનું ચોખ્ખુ મીશ્ર બીજી બાટલીમાં ભરી લઇ વાપરવું.

**૩૯. ભુરા રંગનો સ્પીરીટ વારનીસ:—** લાખ અને પીળી રાજન એ દરેકને ૧ાા શેર લઈને તેને ૨૦ શેર સ્પીરીટમાં નાંખી ગરમીથી પીગાળી કામમાં લેવું.

**૪૦. ટરપીનટાઇન વારનીસ:—** ૧ા શેર ટરપીનટાઇન લઇ તેમાં ૧૦ આંઊસ રાજન નાંખી તેને ૦ાા કલાક ઉકાળવું અને રાજન ગળી ગયા પછી ઉતારી લઇ ટાઢું પાડી વાપરવું.

**૪૧. રૂમીમસ્તકીનો વારનીસ:—** ૧ા શેર ટરપીનટાઇનમાં ૧૦ આંઉસ રૂમીમસ્તકી નાંખી તે વાસણને બીજા રેતના વાસણમાં મુકી નીચે તાપ કરવો એટલે બધુ એકરસ થશે. આ પ્રમાણે થાય એટલે ગાળી લઈ વાપરવું. આ વારનીસ વધારે જાડો માલમ પડેતો જરા વધારે ટરપીનટાઇન નાંખવું.

**૪૨. અળશીના તેલનો વારનીસ:—** ઉકાળેલું અળસીનું તેલ ૯૦ બાગ, સીંદુર ૨ ભાગ, સફેતો ૧ ભાગ, એ રીતે લઇ છેલી બે ચીજો વાટીને ઉપરના તેલમાં નાંખી ઉકાળવી, અને ગળી ગયા પછી ટાઢું પાડી કામમાં લેવો.

**૪૩. ચોપડી બાંધનાર માટે વારનીસ:—** રૂમીમસતકી ૬ આંઉસ, જાડો આંઉલો કાચ ૩ આંઉસ, અને સ્પીરીટ ઓફ વાઇન ૩૨ આંઉસ, એ બધાને એક વાસણમાં મુકી તે વાસણને બીજા રેતના વાસણમાં મુકી તેની નીચે તાપ કરવો. આ સ્થિતીમાં ઉકળે ત્યાંસુધી રાખી હલાવતા જવું. ઉકળે તે વખત તેમાં ૩ આંઉસ ટરપીનટાઇન નાખવું અને વળી બીજો અરધો કલાક ઉકાળવું. બાદ નીચે ઉતારી ટાઢું પાડીને જાડા સુતરાઉ કપડામાં ગળી લેવું. આ વારનીસ ચોપડીઓ ઉપર પીંછી અથવા રૂના કુચાવતી લગાડવો.

**૪૪. પાણીથી નભીંજાય તેવા સામાન માટે વારનીસ:—** ૦ા શેર ઇન્ડીઆ રબરના ઝીણા કટકા કરીને તેમને ૭ા શેર ટરપીનટાઇનમાં નરમ થાય ત્યાંસુધી રાખવા. બાદ તેમાં ૨ શેર ઉકાળેલું અળસીનું તેલ નાંખીને ધીમી આંચે બે કલાક ઉકાળવું. રબર પીગળી ગયા પછી તેમાં બીજું ૬ શેર ઉકાળેલું અળસીનું તેલ અને એક શેર સીંદુર નાંખવો અને ફરીથી એકરસ થઈ જાય ત્યાંસુધી ઉકાળવું. આ વારનીસને લગાવતા પહેલાં ગરમ કરવો.

**૪૫. સાધારણ કામો માટે વારનીસ:—** ૧ ભાગ લાખ લઇને તેને વાટીને ૭ થી ૮ ભાગ આલકોહોલમાં નાંખી સાત દિવસ રહેવા દેવી.

**૪૬. રંગ વીનાનો વારનીસ:—** ૨ા આંઉસ લાખને ૧ા શેર રેકટીફાઇડ સ્પીરીટમાં પીગાળવી. પીગળ્યા પછી તેમાં હાડકાના કોયલા ૫ આંઉસ વાટ્યાવીના નાંખવા અને થોડીક મીનીટ બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકી ઉકાળવું. થોડી વાર ઉકળ્યા પછી તેમાનો થોડો વારનીસ કાઢીને ગળી જોવો અને જો તેમાં કાંઈ પણ રંગ રહ્યો હોય તો થોડા

વધારે કોયલા નાંખવા. (હાડકાંના કોયલા રંગ ઉડાડી નાંખવા માટે ઘણા કામના છે) સઘળો રંગ ઉડી જાય એટલે તેને એક રેશમના લુગડામાં ગળી લેવો, અને છેવટે બ્લોટીંગપેપરમાં ગળવો એટલે તમામ કચરો વીગેરે દુર થશે. આ વારનીસ લગાડતી વખતે કોટડીમાં ગરમી રાખવી જોઇએ અને તેમાં જરા ધુળ હોવી ન જોઇએ. આ વારનીસ થોડી વારમાં સુકાઇ જાયછે અને સુકાયા પછી તેનાપર ટાઢ અથવા તડકાની અસર થતી નથી. આ વારનીસ ચીત્રકામ માટે ખાસ લાયક છે, પણ વારનીસ લગાવવા પહેલાં તેપર એક હાથ (સાઇઝ) નો મારવો જોઇએ. વળી જે ચીત્રો ઓઇલ કલરથી રંગ્યા હોય તેપર પણ આ વારનીસ લગાવ્યાથી સઘળા રંગ ફરીથી દીપી નીકળેછે.

**૪૭. કોપાલ વારનીસઃ**—એક લોઢાના વાસણમાં ૨ ભાગ બાલસમ કોપેવી જરા ગરમ કરી તેમાં ૮ ભાગ ચંદરૂસ વાટીને નાંખવો અને ધીમી આંચે પીગાળવો. ત્યારબાદ દેવતાપરથી ઊતારી લઇ તેમાં આગળથી ગરમ કરેલું ટરપીનટાઇન ૧૦ ભાગ નાંખી હલાવી એકરસ કરવું અને ટાઢું થયા પછી કામમાં લેવું.

**૪૮. બીજી રીતઃ**—વાટેલો ચંદરૂસ ૨૪ ભાગ, ઊંચી જાતનું ટરપીનટાઇન ૪૦ ભાગ, અને કપુર ૨ ભાગ, અથવા તો ચંદરૂસ ૧૯ ભાગ, કપુર ૨ ભાગ, લવંડરનું તેલ ૯૦ ભાગ. પહેલાં કપુરને તેલમાં પીગાળીને પછી નીચે તાપ કરવો. અને થોડો થોડો ચંદરૂસનો ભુકો નાખી હલાવતા જવું. બધો ચંદરૂસ ગળી જાય એટલે બરાબર પાતળો કરવો હોય તો થોડું ટરપીનટાઇન નાંખવું.

**૪૯. સફેદ કોપાલ વારનીસઃ**—ચંદરૂસ ૪ આંઉસ, કપૂર ૦॥ આંઉસ, અળસીનું ઉકાળેલું તેલ ૩ આંઉસ,

ઊંચી જાતનું ટરપીનટાઈન ૨ આઉન્સ. પહેલાં ચંદ્રસને વાટીને કપૂર સાથે મેળવી તેલમાં નાંખી ધીમી આંચે ઉકાળવું. અને ગળી ગયા પછી ટરપીનટાઈન નાંખી નીચે ઉતારીને ગળી લઈને વાપરવું.

૫૦. ઓપ ચડાવેલા ધાતુની ચીજો માટે વારનીસઃ— કેનેડા બાલસમ અને ચોખ્ખું ટરપીનટાઈન એ બંનેના સરખા ભાગ લઈને એક રસ થઈ જાય ત્યાં સુધી હલાવવાં. બાદ બીજા વારનીસોની માફક પીંછીવતી ધાતુ ઉપર લગાડવો.

૫૧. સોનેરી રંગનો વારનીસઃ—૧ ડ્રામ કેસર અને ૦॥ ડ્રામ હીરાદખણ એ બંનેને વાટીને ૧ પીંટ સ્પીરીટ વાઈનમા નાંખવા. પછી તેમાં ૨ આઉન્સ લાખ અને ૨ ડ્રામ ચોખો એળીઓ વાટીને નાંખવાં અને નીચે ધીમો તાપ કરી સરવે ચીજો પીગળી જાય ત્યાં સુધી રાખી નીચે ઉતારી લેવું. આ વારનીસ પીળા રંગના ચીત્ર ઉપર લગાડ્યો હોય તો તે રંગ ઘણો ખરો સોના માફક ચળકે છે.

૫૨. બુટ અને જોડા માટે વારનીસઃ—અળસીનું તેલ ૧ પીંટ ચરબી ૦॥ પાંઉડ, ચોખ્ખું મીણ ૦॥ પાંઉડ અને થોડી રાળ એ બધાને એક વાસણમાં ખુબ ઉકાળવાં અને થોડો ગરમ હોય ત્યારેજ પીંછીવતી બુટ પર એક બે વખત લગાડવો.

૫૩. ઈન્ડીઆ રબર વારનીસઃ— ૪ આઉન્સ ઈન્ડીયા રબરના ઝીણા કટકા કરીને તેમને ૨ પાંઉડ બેનઝોલમાં નાંખી બાટલીને બુચ મારી તેને એક રેતના વાસણમાં મુકી નીચે તાપ કરવો એટલે રબર પીગળી જશે. આ મિશ્રમાં ૪ પાંઉડ અળસીના તેલનો વારનીસ અને ૦॥ શેર ટરપીનટાઈન નાંખી વાપરવું.

**૫૪. ચળકતો લીલો વારનીસઃ**—એક ભાગ આસમાની રંગ અને ૨ ભાગ ક્રોમેટ ઑફ પોટાશને ખુબ બારીક વાટીને તેને અળસીના તેલમાં અથવા બીજા વારનીસમાં મેળવી લાકડાપર લગાડવો. રંગ વધારે ઘેરો અથવા ખુલતો કરવા માટે રંગનું પ્રમાણ બદલવું.



# પ્રકરણ ૧૫ મું.

## Clothes, washing, removing spots, fire-proofing &c.

## કપડાં ધોવાની, તેપરથી ડાઘ કાઢવાની અને તે નહી બળે તેમ કરવાની રીતો.

**૧. કપડું આગથી ન બળે તેમ કરવાની રીતઃ**—ટંકણખાર ૩ ભાગ અને મેગનીસીઅમ સલફેટ અથવા એપસમ સોલ્ટ ૨ા ભાગ એ બેને ૭ ભાગ પાણીમાં પીગાળવાં. આ મિશ્રમાં કપડાંને ભીંજાવીને સુકવવાથી તે પર ખારનું પડ ફરી વળેછે, અને વળી તે ખાર ગરમ અથવા ટાઢા પાણીમાં પીગળતો નથી તેમ કપડાને દેવતામાં સળગવા પણ દેતો નથી.

**૨. બીજી રીતઃ**—૧ ભાગ સલફેટ ઑફ એમોનીઆમાં ૨ ભાગ સલફેટ ઑફ લાઇમ અથવા જેને જીપસમ અથવા પ્લાસ્ટર ઑફ પારીસ કહેછે તેને બારીક વાટીને નાંખવું. આ મિશ્રમાં ડુબાવીને સુકાવેલ કપડું બળતું નથી કારણ કે બળતી વખતે તેમાંથી એમોનીઆ નામનો ગ્યાસ નીકળેછે અને તેથી દેવતા મુંઝાઇને ઓલવાઇ જાયછે.

**૩. કપડાના કોઈ ભાગપર તેજાબ પડવાથી રંગ ઉ-**

ડી ગયો હોય તે પાછો લાવવાની યુક્તિઃ—રંગ ઉડી ગયેલા ભાગપર લાઈકર એમોનીઆ લગાડીને તરતજ તેપર કલોરો ફોર્મ લગાવવાથી રંગ પાછો આવેછે. કલોરોફોર્મ લાકડાપરથી પણ રંગ કાઢી નાંખવામાં વપરાયછે, પણ તે હવા વધારે સુંઘવાથી માણસ બેહોશ બની જાયછે માટે સંભાળથી કામ કરવું અને કામ કર્યા પછી બાટલી ઉઘાડી રાખવી નહી.

૪. **કપડાં પરથી ડાઘ કાઢવાની રીતઃ ખાંડ સરેસ અને લોહીના ડાઘ હોય તોઃ**—ધોળાં લુગડાં ઉપર તેમજ રંગેલા સુતર. રેશમ અથવા ઉનપર હોય તો પાણીમાં સારીપેઠે ઘસીને ધોવાથી ડાઘ જશે.

૫. **ચીકટના ડાઘ હોય તોઃ**—ધોળા લુગડાને સાબુના પાણીથી અથવા ખારથી ધોવું. રંગેલા સુતરના કપડા માટે ગરમ સાબુનું પાણી વાપરવું; ઉન ઉપર હોય તો સાબુ અને લાઇકર એમોનીઆ એ બંનેના મિશ્રથી ધોવું; રેશમ ઉપર હોય તો બેનઝીન. ઈથર, એમોનીઆ, મેગનીશીઆ અને ચાક એ બધામાંથી ગમે તે વાપરી ધોઈ નાંખવાથી ડાઘ જશે.

૬. **વારનીસના ડાઘ હોય તોઃ**—ધોળાં અને રંગેલાં સુતર અને ઉનના કપડાપર હોય તો ટરપીનટાઇન લગાડી સાબુથી ઘસીને ધોવાં. રેશમ ઉપર હોય તો બેનઝીન, ઇથર અને સાબુવતી સંભાળથી ઘસીને ચોખ્ખાપાણીમાં ધોઈ નાંખવું.

૭. **ચરબીના ડાઘ હોય તોઃ**—ધોળાં તથા રંગેલા સુતરાઉ અને રેશમી કપડાપર હોય તો ગરમ આલકોહોલ અથવા સ્પીરીટ નાંખીતે ઘસીને ધોઈ નાંખવાં.

૮. **વનસ્પતીના રંગ જેવા કે ફળના રસ તેમજ લાલ સાહી વીગેરેના ડાઘ હોય તોઃ**—ધોળાં કપડાં ઉપર હોય

તો પહેલાં તેમને પાણીમાં ભીંજાવી ને નીચોવી નાંખીને ગંધકના ધુમાડાપર ધરવાં, અને પછી પાણીમાં થોડું કેલશીઅમ ક્લોરાઇડ અથવા જેને બ્લીચીંગ પાઉડર કહે છે તે નાંખીને તેમાં ધોવાં અને પછી સાફ પાણીમાં ધોઈ નાંખવાં; સુતર અને ઉનના રંગેલાં કપડા માટે સાબુ, ગરમ પાણી અને લાઇકર એમોનીઆ એ સરવેનું મીશ્ર વાપરવું. રેશમનાં કપડાં માટે પણ તેજ બસછે. આ પાણી ધીમે ધીમે અને સંભાળથી ઘસવું.

**૯. એન્ગ્લીક્રેરીન સાહીના ડાઘઃ**—ધોળાં સુતરાઉ કપડાં માટે ટારટરીક આસીડનું પાણી વાપરવું. જેમ ડાઘ જુનો હોય તેમ આસીડ વધારે વાપરવું. રંગેલા સુતર અને ઉનના કપડા માટે જો રંગ પાકો હોય તો ટારટરીક આસીડનું ઘણુંજ કમજોર પાણી વાપરવું. રેશમનાં કપડાં માટે પણ ટારટરીક આસીડ વાપરવું પણ આ કપડાં માટે જરા સંભાળથી વાપરવું.

**૧૦. કાટ અને કાળી સાહીના ડાઘ હોય તોઃ**—ધોળાં સુતરાઉ લુગડાં માટે ટારટરીક આસીડનું ગરમ પાણી અથવા તો હાઇડ્રોક્લોરીક આસીડને ઘણા પાણીમાં નાંખી તે પાણી વાપરવું. સુતરનાં રંગેલાં કપડાં માટે (રંગ પાકો હોય તોજ) સાઇટ્રીક આસીડ અથવા લીંબુના રસથી ધોવું. રંગેલા ઉન માટે પણ ઉપર મુજબ કરવું પણ જો ઉન સફેદ હોય તો હાઇડ્રોક્લોરીક આસીડને ઘણા પાણીમાં નાંખી તે પાણી વાપરવું.

**૧૧. લીંબુ, અને ખારના ડાઘ હોય તોઃ**—ધોળાં સુતરાઉ કપડાં માટે ફક્ત પાણી બસછે. સુતર, ઉન અને રેશમનાં રંગેલાં કપડાં માટે નાઇટ્રીક આસીડને ૪ થી ૫ ભાગ પાણીમાં નાંખી તે પાણી કપડાને પહેલાં ચોખા

પાણીથી ભીનું કરીને પછી ટીપે ટીપે નાંખી ઘસતા જવું અને છેવટે સાફ પાણીથી ધોવું.

**૧૨. તેજાબ, શીરકો વીગેરેના ડાઘઃ**—ધોળાં કપડાં માટે પાણી અને બ્લીચીંગ પાઉડર, સુતર, ઉન અને રેશમનાં રંગેલાં કપડાંપર હોય તો લાઈકર એમોનીઆને ઘણાં પાણીમાં નાંખી તેથી ધોવાં.

**૧૩ ડામર અને ગાડીના પૈડાની એશના ડાઘ હોય તોઃ**—ધોળાં કપડાં માટે સાબુ, પાણી અને ટરપીનટાઈન એ અનુક્રમે લગાવી ઘસીને ધોવાં, સુતર અને ઉનનાં રંગેલાં કપડાં માટે પહેલાં સાબુ લગાડીને થોડીવાર રહેવા દઈ બાદ ટરપીનટાઈન અને પાણીથી ધોવું. રેશમનાં કપડાં માટે પણ ઉપર મુજબ કરવું પણ છેવટે ટરપીનટાઈનને બદલે બેનઝીન વાપરવું અને ડાઘની પાછળની બાજુ ઉપર ઊંચેથી પાણીની ધાર કરવી.

**૧૪. રંગેલાં કપડાં ધોવાની રીતઃ**—કોઈપણ જાતનું રંગેલું કપડું ધોવા પહેલાં તેને જે પાણીમાં થોડા માયાંનો ભુકો ભીંજાવ્યો હોય તેમાં પલાળી રાખવાં. ૫ ભાગ તેલ અને ૫ ભાગ ખારો એ બંનેને મસળીને એક કુંડા પાણીમાં નાંખી તેમાં કપડાં ભીજાવી રાખવાથી કાળાં કપડાંનો રંગ ઘણો સુધરે છે. જે પાણામાં ઘાસ ઉકાળ્યું હોય તે પાણી ફ્રેંચલીનનના કપડાને ઘણું સુધારે છે.

**૧૫. રેશમ, કાશમીરી અને આલપાકાનાં કપડાં ધોવાની રીતઃ**—૨॥ શેર ગરમ પાણીમાં ૦॥ રૂપીઆભાર ટંકણખાર નાંખી ઉપરનાં કપડાં ધોવાથી ઘણા સાફ થાય છે અને તેમનો ચળકાટ જતો નથી.

**૧૬. ધોબીથી ન જાય તેવી સાહીના ડાઘ કાઢવાની રીતઃ**—તે સાહી ઘણું કરીને (નાઈટ્રેટ ઓફ સીલવર) ની

હોયછે માટે તેવાં કપડાંને હાઇપોસલફાઇટ ઓફ સોડાના પાણીમાં ધોવાથી ડાઘ જતા રહેછે.

૧૭ બીજી રીતઃ—બાઇક્લોરાઇડ ઓફ કોપરના પાણીમાં કપડાંને ભીંજાવી રાખીને એમોનીઆથી ધોવાથી ડાઘ જતા રહેશે.

**૧૮. લખવાની કાળી અથવા રાતી સાહીના ડાઘ કાઢવાની રીતઃ**—ડાઘ વાળી જગાપર ઓક્સેલીક આસીડ ઘસવાથી ડાઘ જતા રહેશે, કપડું રંગેલું હોય અને આ રીતે કરવાથી જો ડાઘ લાલાશ ઉપર આવે તો જરા બાઇકર એમોનીઆ લગાડવું એટલે જતો રહેશે.

**૧૯. નહીં વાપરેલાં જુનાં લુગડાંને નવાં જેવા કરવાની રીતઃ**—૨ આંઉસ તમાકુને ૧૦ શેર પાણીમાં ઉકાળીને તે પાણી કપડાંને ટેબલપર પાથરીને બ્રસવતી લગાડવું. બાદ સારી પેઠે ધોવું તેથી તમાકુની વાસ સઘળી જતી રહેશે, અને કપડું નવું દેખાશે.

**૨૦. કપડાં ધોવા માટે એક સરસ મિશ્રઃ**—ટરપીનટાઇન ૨ આંઉશ, સ્પીરીટ ઓફ એમોનીઆ ૩ આંઉસ, એ બંનેને ભેગાં કરી સારી પેઠે હલાવવી ને ૧ તપેલું જેમાં ૦॥ શેર સાબુ પાણીમાં પીગળ્યો હોય તેમાં નાંખી સારી પેઠે મીશ્ર કરીને કપડાંને તેમાં ૨૪ કલાક ભીંજાવી રાખીને છેવટે ચોખ્ખા પાણીમાં ધોઈ નાંખવું જેથી ટરપીનટાઇનની સઘળી વાસ જતી રહેશે.



# પ્રકરણ ૧૯ મું.

## Manufacturing Soap.

## સાબુ બનાવવાની રીત.

આ ઉપયોગી અને મોટા વિષયના બે મુખ્ય ભાગ કરેલા છે. પહેલા ભાગમાં સાબુ બનાવવામાં આ દેશની હાલત અને તેમાં કેટલા સુધારા કરવા જરૂરના છે તેની સૂચનાઓ આપેલી છે, વળી તેમાં દેશી તેલમાંથી વિલાયતી સાબુ માફક કેમ બની શકે તેની સમજણ આપેલી છે. બીજા ભાગમાં વીલાયતમાં વપરાતી સાબુ બનાવવાની હીકમતો આપેલી છે.

સાબુ બનાવવાના હુનરમાં આપણો દેશ કેટલો પછાત છે તે એક વીલાયતી અને એક દેશી સાબુની ગોટી હાથમાં લેવાથી સાફ માલમ પડી આવેછે. આવી રીતે પછાત પડવાનું કારણ આપણા દેશમાં તેવો સાબુ બનાવવાની ચીજો નથી તેમ નથી પણ ઘણું કરીને પોતાની અસલ રીત છોડવાની હઠ અથવા તો તે ચીજોની હયાતીની અણમાહીતી છે તેમ માલમ પડેછે. આ દેશના સાબુ બનાવનારાઓએ કેટલા સુધારા કરવાના છે તે નીચે મુજબ છે.

૧ લું:—આપણા કારીગરો ઘણું કરીને સાબુ જાનવરોની ચરબીમાંથી બનાવેછે અને તેથી કરીને દેશના ઘણાખરા ભાગમાં ઉંચી જાતીના માણસો તે સાબુ વાપરતા નથી. વળી તે ચરબીને વાપરતી વખત શુદ્ધ કરતા નથી તેથી તેની વાસ સાબુમાં બેસી જાયછે. ઉપરના કારણ માટે તે સાબુ ધોબી શીવાય બીજા માણસો વધારે વાપરતા નથી. માટે વનસ્પતીના તેલ જેમાં આપણો દેશ આટલો બધો ભરપુર છે તે જો સાબુ બનાવવામાં વપરાવ

તો ઉપરની સરવે હરકત દુર થાય. સઘળાં દેશી તેલ અને સુગંધી વાળી ચીજો કે જે હાલમાં મુદ્દલ વપરાતી નથી પણ બરાબર હાકમત વાપર્યાથી ઘણી સહેલાઈથી કામમાં લાવી શકાય તેમનાં નામ આગળ આપવામાં આવશે.

૨ જું:—આ દેશમાં ફકત ધોવાના કામ માટેજ સાબુ બનેછે પણ વીલાયતમાં તો ઘણી જાતના સુગંધીદાર સાબુ બનેછે એટલુંજ નહીં, પણ દાકતરોની સલાહથી ચામડીનાં દરદો મટાડે તેવી દવાઓ નાંખીને પણ સાબુ બનાવેછે, કારણ કે કેટલાંક તેલમાં પણ દરદો મટાડવાની ખાસીઅત હોયછે; પણ જો તેઓને તેવીજ હાલતમાં શરીરે લગાડે તો શરીરનાં છીદ્રોને નુકસાન કરે માટે સાબુમાં મેળવવાની જરૂર પડેછે. આથી કરીને ચામડીને હરકત કર્યાવીના દવાઓ તેમજ કેટલાંક તેલ શરીરમાં પ્રવેશ કરી પોતાની અસર બતાવી શકેછે.

૩ જું:—કેટલીક જાતના વીલાયતી સાબુ પણ ચરબીમાંથીજ બનેછે તો પણ તેઓને તે એવી શુદ્ધ કરેછે કે તેની વાસ જરા માલમ પડતી નથી પણ આપણા લોકોના અજાણપણાને લીધે આપણો સાબુ તેના સામો કેટલો હલકો લાગેછે તે સરખાવવાથી માલમ પડશે.

૪ થું:—સુગંધીદાર ચીજોમાં પણ આપણો દેશ ઉતરતો નથી, અને વળી દેશી લોકો વિલાયતી સુગંધી ચીજો કરતાં દેશી અતરો વધારે પસંદ કરેછે માટે જો દેશી તેલ અને દેશી અતરોમાંથી સાબુ બનાવવામાં આવે તો તેની વધારે ખપત થયા વિના રહે નહીં.

૫ મું:—વળી દેશી સાબુ બનાવવામાં વપરાતા ખાર જેવા કે સાજીખાર, પાપડખાર, ચુનો વીગેરે એવી મેલી હાલતમાં વપરાયછે કે તેમની વાસ તથા રંગ સાબુમાં

બેસી જાયછે અને તેથી તે શરીરે લગાડવો સારો લાગતો નથી અને માત્ર ધોવાનાજ કામમાં વપરાય છે. અલબત વીલાયતમાં પણ ઉપરનાજ ખાર વપરાય છે તો પણ તે એવી રીતે શુદ્ધ કરીને વાપરે છે કે તેમના વાસ જરા મા લમ પડતી નથી. માટે ઉપરની સુચનાઓ ધ્યાનમાં રાખી જો સાબુ બનાવવામાં આવે તો થોડા વરસમાં તે વીલાય-તોની બરાબરી કરી શકે. વળી દેશી તેલ અને શુદ્ધ ખાર-માંથી સાબુ બનાવે તો તેમાં બનાવનારને ફાયદો થાય એટલુંજ નહીં પણ બીજા ધંધાદારોને પણ ફાયદો થયા વીના રેહે નહીં. જેમકે ખાર શુદ્ધ કરનારને, જથાબંધ તેલ પીલનારને, તેલનાં બીજ વાવનાર એડુતોને, અત્તર બના-વનારને વીગેરે બીજા હજારો માણસોના રોજી જાગે અને દેશમાં ધંધા હુન્નરને ઉત્તેજન મળે. હવે આ દેશમાં સાબુ બનાવનારે મુખ્ય ત્રણ જાતનો સાબુ બનાવવો જોઇએ, તે જાત વીભાગ સહીત નીચે વર્ણવેલી છે.

**પ્રકાર ૧ લો:—માણસના કામ માટે સાબુ.**

૧. ઘણો સુગંધીદાર નહાવા ધોવાના કામ માટે.

૨. વગર સુગંધીનો ,, ,,

૩. હજામત કરવાનો

૪. ચામડી વીગરેનાં દરદોમાં કામ આવે તેવો.

**પ્રકાર ૨ જો:—કપડાં ધોવાનો સાબુ.**

૧. સુતરાઉ કપડાં ધોવા માટે.

૨. લીનનનાં ,, ,,

૩. ઉનનાં ,, ,,

૪. રેશમનાં ,, ,,

**પ્રકાર ૩ જો:—જાનવરો માટે સાબુ.**

૧. તેમને નવાડવા માટે વગર સુગંધીનો.

૨. ચામડી વીગેરેનાં દરદો માટે ખાસ બનેલો.

ઉપર મુજબ ત્રણ પ્રકારનો સાબુ બનવો જોઇએ.

હવે આ દેશમાં કેટલી ચીજો સાબુ બનાવવામાં કામ આવી શકે તેની વીગતઃ—પહેલાં સઘળાં તેલ આપ્યા તે પછી અત્તરોનાં અને બીજી દવાની ચીજોનાં નામ આવશે. તેલઃ સરસવ, બદામ, કોપરાનું તેલ, સઘળી જાતનાં તલ, રાઈ. મગફળી, કોકમ, મહુડાં, અળસી. ખસખસ, સુરજ મુખીનાં બીજ, કસુંબાનાં બીજ, કપાસીઆ, એરંડી, તમાકુના બીજ, અકરોટ, લીમડાનાં બીજ વીગેરે. ઉપર લખેલાં કેટલાંક તેલ દવામાં પણ કામ આવે છે. બીજાં દેશી અત્તરો કે જે સુગંધી તરીકે સાબુ બનાવવામાં વપરાઈ શકે તેમનાં નામઃ—મોગરો, ચંબેલી, કેવડો, પીપરમીંટ, એલચી, ચંદન, દવનો, ટરપેન્ટાઈન, સસાફ્રાસ, ગુલાબ, જાયફળ, લીંબુ. નારંગી, લવંડર, લવીંગ, ધાણા, સુવા, વરીઆળી, તજ, તમાલપત્ર, કાજુપટીનું તેલ વગેરે બીજાં અગણીત તેલ અને અત્તરો સુગંધી માટે વપરાઈ શકે.

હવે વીલાયતમાં સાબુ બનાવવામાં વપરાતી ચીજો અને તે બનાવવાની રીત નીચે મુજબ છે. તેમાં વપરાતા ખાર પોટાશ ને સોડા છે. પહેલાં તેલની સાથે ઉકાળવા માટે ઉપર લખ્યા ખારને પાણીમાં પીગાળવા પડે છે. પણ પહેલાં શુદ્ધ કરવા માટે સોડા કારબોનેટ અથવા પોટાશ કારબોનેટ લઇને તેને પાણીમાં પીગાળીને તેમાં થોડું કળી ચુનાનું પાણી નાંખી ઉકાળવું. આ રીતે થોડીવાર ઉકળ્યા પછી તેને ઠરવા દઇ ઉપરનું પાણી કાઢી લે છે. ૧૦૦ પાંઉડ કોસ્ટીક સોડા માટે ૨૪ પાંઉડ કળીચુનો બસ છે અને અને ૧૦૦ પાંઉડ પોટાસ કારબોનેટ માટે ૪૯ પાંઉડ કળી

ચુનો જોઇએ અને ૧૦૦ પાંઉડ કારબોનેટ ઓફ સોડા માટે ૬૦ પાંઉડ કળીચુનો વાપરવો પડેછે. ઉપર મુજબ ખારને ચુનાવતી શુદ્ધ કર્યા પછી તેમને તેલ અથવા ચરબીની સાથે ઉકાળેછે એટલે તે બંને મીશ્ર થઇ સાબુ બનેછે. હવે પાણીમાં કેટલો ખાર નાંખવો તે બોમી નામની કાચની ડીગરી આવેછે તેનાથી મપાયછે. માપવા માટે તે ડીગરીને પાણીમાં નાંખેછે એટલે ૧૦૦ ભાગ પાણીમાં કેટલો ખારછે તે માલમ પડી આવેછે. પહેલાં તેલમાં થોડું ખારનું પાણી નાંખી તેને ઉકાળેછે અને હલાવતા જાયછે અને તે મિશ્ર થઇ ગયા પછી બીજું નાંખતા જાયછે સાધારણ રીતે ૮ ડીગરી ખારવાળું પાણી બસછે અથવા ૧ ભાગ કોસ્ટીક સોડા ને ૮ ભાગ પાણીમાં પીગાળી વાપરવું.સાબુ ઉકાળવાને વાસણ હોય તે ઉપરથી પહોળું અને નીચેથી સાંકડું હોયછે. ઉકાળતી વખતે મિશ્રને ખુબ હલાવતા રહેવું નહી તો નીચેનું મિશ્ર બળી જાયછે અને સાબુ કાળો બની જાયછે. ઉકળીને એકરસ થઇ ગયા પછી તેમાં મીઠાનું પાણી નાંખેછે જેથી સઘળો સાબુ નીચે એસી જાયછે અને પાણી ઉપર તરી આવેછે. ૧૦૦ પાંઉડ તેલ અથવા ચરબી વાપરી હોય તો ૧૧ થી તે ૧૬ પાંઉડ મીઠું પાણીમાં પીગાળીને ધીમે ધીમે નાંખી હલાવતા જાયછે. આ રીતે મીઠાનું પાણી નાંખી રહ્યા પછી તેને આશરે ૨૪ કલાક ઠરવા દેછે. ઠરી રહ્યા પછી ઉપરનું પાણી નીતારી લઇને નીચેના સાબુમાં સુગંધી અથવા રંગ મેળવીને સારી પેઠે હલાવેછે. આ પ્રમાણે રંગ અને સુગંધી મેળવ્યા પછી તેને છીછરા વાસણોમાં નાંખી ૭ થી ૮ દીવસ રહેવા દેછે એટલે તે મુદતમાં પાણી વીગેરે નીતરી જાયછે, અથવા સુકાઇ જાયછે. ખુશબો ટાઢું થયા પછી નાં

ખવાનું કારણએછે જે જો ગરમ સ્થિતીમાંહોય તે વખતે નાંખે તો સઘળી ખુશબો ઉડી જાયછે. રંગ વાપરેછે તે ની ચે મુજબછે. લાલ અને ગુલાબી રંગ કરવા માટે સીંદુર વાપરેછે. ઘેરો ભુરો કરવા માટે બળેલી સાકરનું પાણી વાપરેછે. પીળા માટે ક્રોમેટ ઓફ પોટાસ વપરાયછે. કાળા માટે કાજળ, લાલ રંગ, માટે હીરાદખણનું પાણી, નારંગી માટે કપીલ રંગ લીલા માટે ગળી અને પોટાસી અમક્રોમેટ ભેગાં મેળવીને વાપરવાં.ખુશબોનું પ્રમાણ દરેક હંડરવેટ સાબુ માટે ૧ાા થી ૨ પાંઉડ અતર અથવા તેલ વપરાયછે. હવે સાબુ બનાવવા માટે સાધારણ પ્રમાણ નાચે મુજબછે. ખાર ૨૫ ભાગ, પાણી ૨૦૦ ભાગ, અને તેલ અથવા ચરબી ૧૦૦ ભાગ એ રીતેછે.

આ પ્રમાણથી બનેલા સાબુની નરમાશ, સખતાઇ, તેમજ ઘણું અથવા થોડું ફીણ પેદા કરવાની શકતીનો આધાર વપરાયેલા ખાર ઉપરછે. જો સોડા વાપર્યો હોય તો સાબુ કઠણ બનેછે અને ફીણ થોડું વળેછે, અને જો પોટાશ વાપર્યો હોય તો સાબુ નરમ થાયછે અને ફીણ ઘણું વળેછે. કોપરેલ તેલના સાબુની ખાસીઅત એછે જે તે સાબુનું દરીઆના ખારા પાણીથી પણ ફીણ વળેછે. પણ બીજા કોઇ સાબુમાં તે ગુણ નથી. ઉપરની સુચના ધ્યાન માં રાખી નીચેના સઘળી જાતના સાબુ બની શકશે.

૧. વીંડઝર સોપઃ—સફેદ : સઉથી સરસ જાતનો બનાવવા માટે ૧ પાંઉડ ઓલીવ ઓઇલ, અને ચરબી ૮ અથવા ૯ પાંઉડ મેળવીને કોસ્ટીક સોડા સાથે સુચનામાં આપેલા પ્રમાણ મુજબ ઉકાળવું. ઉકાળ્યા પછી સુગંધીને માટે તજ, ધાણા અથવા કસ્તુરીના અરક વગેરે મેળવવાં. તે મેળવવાનું પ્રમાણ દર હંડરવેટ સાબુમાં ૧ાા થી ૨ પાંઉડ સુધી છે.

૨. **બીજી રીત : ભુરા રંગનો:**—ઉપર મુજબજ સાબુ ઉકાળીને છેવટે તેમાં બળેલી ખાંડ અથવા ભુરો રંગ પાણીમાં મેળવી તેમાં નાંખી ખુબ હલાવે છે, ખુશબોને માટે લવંડર અથવા બીજું તેલ નાંખવું. તે તેલ અથવા અરક નીચેના પ્રમાણમાં નાંખવું. ઉકાળેલો સાબુ ૧૦૦ આંઉસ, લવંડરનું તેલ ૦। આંઉસ, રોઝ મરીનું તેલ ૦। આંઉસ, અને સુવાનું તેલ ૧ આંઉસ એ રીતે નાંખી ખુબ હલાવી તે પછી તેની ગોટીઓ વાળે છે.

૩. **હની સોપ:**— સાધારણ હની સોપ બનાવવા માટે ઉપર મુજબ પ્રમાણમાં તેલ અને ખાર ઉકાળવા; વધારે માત્ર એટલુંજ કે ઉકાળતી વખતે તેમાં ચોખી રાળ નાંખે છે અને ઉકાળી રહ્યા પછી ખુશબોને માટે તેમાં રોઝ જીરેની અમનું તેલ અથવા બરગે મોટનું તેલ નાંખે છે. રંગ લાવવા માટે તેમાં થોડો કપીલ રંગ મેળવે છે.

૪. **પાંમ ઓઈલ સોપ:**—પાંમ ઓઈલ ૩૦૦ પાંઉડ, ચરબી ૨૦૦ પાંઉડ, રાળ ૨૦૦ પાંઉડ મેળવીને કોસ્ટીક સોડાના પાણી સાથે ઉકાળવાં. આ સાબુ સફેદ અથવા પીળા રંગનો થાય છે, અને બીજીજાતના સાબુ બનાવવામાં આ સાબુ વપરાય છે.

૫. **મસ્ક સોપ અથવા કસ્તુરીવાળો સાબુ:**— ઉપર નંબર ૪ થામાં આપેલો પામ ઓઈલ સોપ ઉકળી રહે એટલે તેમાં બળેલી ખાંડ અથવા થોડો રંગ નાંખે છે, અને ખુશબો માટે કસ્તુરીનો અરક, અને તેની સાથે, બરગે મોટ, લવીંગ અને તજના અરકો મેળવીને નાંખે છે. સુગંધી ચીજો કેટલી નાંખવી તેનો આધાર સાબુની કીમત ઉપરછે. સાધારણ માટે સુચનામાં આપેલ પ્રમાણ બસ છે.

૬. **ગ્લીસેરાઈન સોપ:**—આ સાબુ બનાવવા માટે સા-

પારણ પામ ઓઈલ અથવા બીજા સાબુને ઉકાળ્યા પછી તેના વજનથી ૨૦ અથવા ૨૫ મો ભાગ ગ્લીસેરાઈન નાંખી ખુબ હલાવી મિશ્ર કરવાથી ગ્લીસેરાઈન સોપ બને છે.

૭. આમંડ સોપ અથવા બદામના તેલનો સાબુઃ—ચોખો સફેદ સાબુ બનાવવાની રીત નંબર ૧ લામાં આપેલી છે તે પ્રમાણે સાબુને ઉકાળીને નીચે ઉતારી તેમાં દર ૨૮ પાંઉડ સાબુ માટે ૪।। આંઉસ બદામનું તેલ નાંખવું અને બીજી ખુશબોદાર ચીજો નાંખી હલાવીને મિશ્ર કરવી.

૮. ગુલાબનાં તેલનો સાબુઃ—પામ ઓઈલસોપ(નંબર ૪ થો) નો ઝીણો ભુકો ૩ પાંઉડ નંબર ૧ લા વાળો સઉથી સરસ સાબુનો ભુકો ૨ પાંઉડ, ચોખું પાણી ૧૨।। રૂપીઆ ભાર એ બધાને એક વાસણમાં મેળવીને તે વાસણને બીજા ઉના પાણીના વાસણમાં મુકી ગરમ કરવું. બરાબર પીગળીને મિશ્ર થયા પછી તેમાં ા આંઉસ સીંદુર નાંખી ખુબ હલાવવો, અને પછી નીચે ઉતારી ઠંડું થયા પછી તેમાં ગુલાબનુ અતર ૨ દ્રામ, ઓઈલ ઓફ બરગેમોટ ૧।। દ્રામ, તજ અને લવીંગના તેલનો દરેકનો ાાા દ્રામ, અને રોઝજીરે નીઅમનું તેલ ાા દ્રામ એ બધાને મેળવીને નાંખવાં અને સારી પેઠે હલાવવું. આ સાબુની ખુશબો અને રંગ ઘણાંજ સરસ હોયછે.

૯. બીજી રીતઃ—નંબર ૧ લા માં આપેલો સાબુનો ભુકો ૨૦ પાંઉડ, ગુલાબનો અરક ૧।। આંઉસ, લવીંગનું તેલ ાાા દ્રામ, તજનું તેલ ¾ દ્રામ, બરગેમોટનું તેલ ૧દ્રામ, નારોલીનું તેલ અથવા જેને નારંગીના ફુલનું તેલ કહેછે તે ¾ દ્રામ, સીંદુર ૨ આંઉસ એ બધાને મીશ્ર કરી ઉપરના સાબુના બારીક ભુકા સાથે મેળવીને ઢાળીને મરજી મુજબ આકારની ગોટીઓ બનાવેછે.

૧૦. **કોપેરેલ તેલનો સાબુઃ**—કોપેરેલ તેલ ૯૦ ભાગ અને પામ ઓઇલ ૧૦ ભાગ એ બંનેને મેળવી સોડાના પાણી સાથે સુચનામાં આપ્યા મુજબ પ્રમાણથી ઉકાળવાથી ઘણો સરસ સાબુ બનેછે. ઉકાળો રહ્યા પછી તેમાં જોઇએ તેવો રંગ અને ખુશબો મેળવવી.

૧૧. **તજના તેલનો સાબુઃ**—નંબર ૧ લામાં આપેલો સાબુ ૯ પાંઉડ, નંબર ૪ થાનો સાબુ ૩॥ પાંઉડ, નંબર ૧૦ વાળો સાબુ ૧ પાંઉડ એ બધાનો બારીક ભુકો કરીને ભેગા સારી પેઠે મેળવીને તેમાં તજનું તેલ ૧॥ આંઉસ, બરગેમોટ અને સસાફ્રાસનું તેલ એ બંનેનો દરેકનો ૦। આંઉસ, લવંડરનું તેલ ૧ ડ્રામ અને પીળો રંગ એ બધાં ને સારી પેઠે મેળવીને ઉપરના મીશ્રમાં મેળવવાં.

૧૨. **આઇઓડાઇન સોપઃ**—આઇઓડાઇન ઓફ પોટાસીઅમ ૧ ભાગને ૩ ભાગ પાણીમાં પીગાળીને તેમાં ૧૯ ભાગ કેસ્ટાઇલસોપ બારીક કટકા કરીને નાંખવો. આ વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકી ગરમ કરવાથી અંદરની સઘળી ચીજો મળી જશે.

૧૩. **ગંધકનો સાબુ**:—નંબર ૧ લામાં આપેલા સાબુનો ભુકો ૮ આંઉસ ને એક ખરલમાં નાખી તેમાં ૨ આંઉસ ગંધક વાટીને નાંખીને ખુબ મેળવવું ત્યાર બાદ ૧ આંઉસ આલકોહોલમાં થોડાં ટીપાં કોઇ પણ સુગંધીદાર તેલ નાંખીને તે ઉપરના મીશ્રમાં નાંખી ખુબ ઘોંટીને ગોળ ગોટીઓ બનાવવી.

૧૪. **હજામત કરવા માટે સાબુનું પાણીઃ**—નંબર ૧ લામાં આપેલા સાબુનો ઝીણો ભુકો ૦। શેર, રેકટીફાઇડ સ્પીરીટ ૧। શેર, પાણી ૧૨॥ રૂપીઆ ભાર, ખુશબો મરજી મુજબ એ બધાંને એક મજબુત બાટલીમાં ભરીને તે

પર સખ્ત બુચ મારવું. આ બાટલીને બીજા ગરમ પાણીના વાસણમાં મુકીને વારેવારે હલાવવી. આ પ્રમાણે અંદરની સઘળી ચીજો ગળી જાય ત્યાંસુધી કરવું. ગળી ગયા પછી થોડીવાર ઠરવા દઇને તે ઉપરનું સાફ પાણી બીજી બાટલીમાં કાઢી લેવું અને બુચ મારવું. જો આ પ્રમાણે કાઢી લીધેલું પાણી બરાબર સાફ રંગનું ન હોયતો કાઢી લીધા પહેલાં થોડો વધારે સ્પીરીટ નાંખવો. જો ખુશબોદાર તેલ ઘણું નાખ્યું હોય તો મીશ્રનો રંગ મેલો દેખાયછે. આ મીશ્રના ૩ થી ૪ ટીપાં ચામડીપર મુકીને તેપર પાંણીમાં ડુબાવેલા બ્રશથી ઘસવાથી ઘણું ફીણ વળેછે.

૧૫. પારદર્શક સાબુઃ—૫૦ પાંઉડ સાબુનો ભુકો કરી તેને ખુબ સુકવવો બાદ તેને ૩૫ શેર ઉકળતા આલકોહોલમાં નાંખી ખુશબો વીગેરે નાંખીને સઘળું એક રસ થાય ત્યાં સુધી તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકવું પડેછે. આટલી ગરમીથી આલકોહોલ ઉડી જાયછે માટે તે વાસણના ઉપર મજબુત ઢાંકણું બેસાડીને તે ઢાંકણામાં એક જસત નળી બેસાડેલી હોય છે અને તે નળી ઘણીવાર ગોળ ગુંચળા માફક વાળીને થંડા પાણીમાં રાખી હોય છે અને તેનો બીજો છેડો બહાર હોયછે તેથી સઘળો આલકોહોલ ગરમીથી વરાળ થઇને આ નળીમાં આવેછે, અને ત્યાં થંડા પાણીના સમાગમથી પાછો પ્રવાહી બની જઇ બીજે છેડેથી નીચે મુકેલા વાસણમાં પડેછે. આમ કરવાથી નુકસાન ઘણું ઓછું થાય છે. અને વાસણમાં રહેલો સાબુ પણ ઘણો ચળકતો થાય છે.

આ શીવાય નારંગીના તેલ વીગેરે બીજા તેલના સાબુ બનેછે. પણ તે ફક્ત ઉકાળેલા સાબુમાં નાંખી મેળવવાથી બીજા અગણીત જાતના સાબુ બની શકેછે. માટે આ

કાણે વધારે વીસ્તાર કરી પાનાં ભરવાં ફુરસતધાર્યા નથી.



# પ્રકરણ ૧૭ મું.

## Miscellaneous.

## પરચુરણ.

૧. **હાથીદાંત વળે તેમ કરવાની રીત:**—હાથીદાંતને સાફ કરીને ચોખ્ખાં ફોસફોરીક આસીડમાં થોડીવાર ડુબાવી રાખીને પછી ટાઢા પાણીમાં ધોઇ નાંખવાથી નરમ થાયછે. પણ જો ઘણા દહાડા હવામાં રહેતો પાછો કઠણ થઇ જાયછે, તોપણ ફરીથી ગરમ પાણીમાં થોડીવાર રાખવાથી પાછો નરમ અને વળે તેવો થાયછે.

૨. **હાથીદાંત રંગવાની રીત. કાળો:**—(નાઇટ્રેટ ઓફ સીલવર) ને થોડા પાણીમાં પીગળીને તે પાણીમાં થોડી વાર રાખીને અજવાળામાં રાખી મુકવાથી કાળો થાયછે.

૩. **આસમાની:**-(સલફેટ ઓફ ઇન્ડીગો) માં જરા પોટાસ નાંખીને તેમાં હાથીદાંત ડુબાવી રાખવાથી તેપર આસમાની રંગ ચડેછે.

૪. **લીલો:**—જંગાલને સીરકામાં નાંખીને ઉકાળવો, અને ઉકળતી વખતે હાથીદાંતને સાફ કરીને તેમાં નાંખવો અને થોડીવાર ગરમી જાળી રાખવી એટલે તેપર લીલો રંગ ચડશે.

૫. **પીળો:**—પહેલાં (નાઇટ્રો મ્યુરીએટ ઓફ ટીન) ના પાણીમાં ડુબાવી રાખી ને બાદ ક્રોમેટ ઓફ પોટાસના પાણીમાં ૧૮ કલાક રાખવાથી પીળો રંગ ચડશે.

૬. **લાલ:**—પહેલાં હાથીદાંતને સારીપેઠે સાફ કરીને (નાઇટ્રો મ્યુરીએટ ઓફ ટીન) ના પાણીમાં ડુબાવીને છેવટે

પતંગના રંગમાં થોડી વાર રાખવાથી તેપર લાલ રંગ ચડશે.

૭. જાંબુડો:—(ક્લોરાઇડ ઓફ ગોલ્ડ) ને ઘણા પાણીમાં નાંખીને તેમાં સાફ હાથીદાંત ડુબાવીને અજવાળામાં રાખી મુકવાથી જાંબુડો રંગ થશે.

૮. હાથીદાંત સાફ કરવાની રીત:—હાથીદાંત ઘણા વરસ રહેવાથી પીળો પડી જાયછે તેને સાફ કરવા માટે તેને એક કાચ ઉપર મુકીને તેપર બીજી કાચની પેટી ઢાંકીને થોડા દીવસ સુરજના તડકામાં રાખવો, અને હમેશાં ધોતા જવું. થોડા દીવસ આ રીતે કરવાથી તેનો પીળો રંગ ઉડી જઇને સફેદ થશે. પણ જો તેને ઉઘાડો સુરજના તડકામાં મુકીએ તો તેમાં ફાટ પડી જાયછે.

૯. હાથીદાંત પાલીસ કરવાની રીત:—તેનાપર પહેલાં કાચનો કાગળ ઘસીને છેવટે એક ભીના કપડામાં અકીકનો ભુકો લઈ ઘસવાથી સારો ઓપ ચડી શકેછે.

૧૦. સોનાનો પીળો રંગ વધારે ચળકતો કરવાની રીત:—સુરોખાર ૬ ભાગ, હીરાકશી ૨ ભાગ, જસત (આંખમાં આંજવા માટે વપરાયછે તે) ૧ ભાગ, ફટકડી ૧ ભાગ; એ બધાને વાટીને પાણીમાં પીગાળવાં, અને તે પાણી સોનાના સામાનપર લગાડવું અને જો રંગ જરા રતાશપર લાવવો હોય તો જરા મોરથુથુ નાંખવું.

૧૧. સોલ કરવાની લાખ જુદા જુદા રંગની બનાવવા-રીત લાલ:—રાળ ૧ પાંઉડ, લાખ પા આંઉસ ટરપીનટાઇન પા આંઉસ અને સીંદુર ૧ આંઉસ. પહેલાં લાખને દેવતાપર પીગાળીને તેમાં રાળ નાંખવી, બાદ ટરપીનટાઇન નાંખી છેવટે સીંદુર નાંખી ખુબ હલાવવું અને એકરસ થઈ ગયા પછી કાગળની ભુંગળીમાં રેડીદેવું અને થોડી વાર રહેવા થઈ થંડું થયા પછી કાગળ કાઢી નાંખવો.

૧૨. કાળીઃ—કાળા રંગને માટે પણ ઉપરની "ચીજો વાપરવી પણ સીંદુરને બદલે તેટલું કાજળ નાંખવું. જો સોનેરી અથવા રૂપેરી રંગની બનાવવી હોય તો મીશ્ર ધાતુઓના પ્રકરણમાં આપ્યા મુજબ સોનેરી અથવા રૂપેરી રંગની ભુકી નાંખવી.

૧૩. ચાંદીનાં વાસણ સાફ કરવાની રીતઃ—ચાક ૮ આંઉસ, ટરપીનટાઈન ૨ આંઉસ, ચોખ્ખો સ્પીરીટ ૧ આંઉસ, કપુર ૪ ડ્રામ, લાઇકર એમોનીઆ ૨ ડ્રામ, પહેલાં કપુરમાં સ્પીરીટમાં પીગાળીને બાદ સઘળી ચીજો નાંખી મિશ્ર કરીને પોંછીવતી વાસણોપર ઘસવું, અને પછીથી સાફ પાણીથી ધોઇ નાંખવું.

૧૪. બીજી રીતઃ—૧૨ આંઉસ સાઈનાઇડ ઓફ પોટાશને ૨॥ શેર પાણીમાં પીગાળીને તે પાણીમાં ચીજો નાંખીને ખુબ ઘસવી. બાદ સાફ પાણીમાં ધોઇને સુકવવી. આ દવા ઝેરીછે માટે સંભાળીને વાપરવી.

૧૫. ગીલ્ટ ચડાવેલાં વાસણો સાફ કરવાનું મિશ્રઃ—ટારટર, મીઠું અને ફટકડી એ ત્રણે સરખે ભાગે લઇને તેમને પાણીમાં પીગાળવાં. આ પાણીમાં વાસણોને ધોઇને છેવટે ચાકના ભુકાથી સાફ કરી નાંખવાં.

૧૬. ત્રાંબું, પીતળ વગેરે બીજી ધાતુઓના રંગ બદલવાની રીતઃ—એક વાસણમાં ૨ આંઉસ ( નાઇટ્રેટ ઓફ આયરન ) ને ૨ આંઉસ પાણીમાં પીગાળવી, અને બીજા વાસણમાં ૨ આંઉસ હાઇપોસલફાઇટ ઓફ સોડાને ૧। શેર પાણીમાં પીગાળીને બંનેને મિશ્ર કરવાં. આ મિશ્રમાં કોઇ પણ ધાતુ ડુબાવવાને ઓછો વધતો વખત રાખવાથી પીળાથી તે લાલ સુધી કોઇ પણ જાતનો રંગ ચડી શકેછે.

૧૭. બીજી રીતઃ—પરક્લોરાઇડ ઓફ આયરન અથવા

ફેરી પર ક્લોરાઇડ ૧ આંઉસ ને ૨ આંઉસ પાણીમાં પીગ-ળી તેમાં ડુબાવવાથી પીતળનો રંગ લીલો થાયછે અને બીજી ધાતુઓ પણ રંગ બદલેછે. ત્રાંબાને નાઈટ્રીક આસીડમાં પીગાળીને તેમાં ડુબાવવાથી પણ લીલો રંગ થાયછે આ પ્રમાણે રંગેલી ધાતુઓ પર રંગને હરકત થયા વીના ઓપ ચડી શકેછે.

**૧૮. જુનાં લખાણો તાજાં કરવાની રીતઃ**—લખેલા અ-ક્ષર ઉપર પ્રુશીએટ ઓફ પોટાસના પાણીની પીંછી ફેરવ-વાથી અક્ષરો નવા લખેલા જેવા માલમ પડશે.

**૧૯. પેનસીલના અક્ષરો ન જાય તેમ કરવાની રીતઃ**—દુધને ગરમ કરીને તે પરની મલાઇ કાઢી લેવી. આ દુધ પીંછીવતી તમામ કાગળ પર ફેરવીને સુકાવી દેવાથી તે અક્ષરો જશે નહી.

**૨૦. ચર્મ પત્ર બનાવવાની રીતઃ**—સારા જાડા કાગળ-ને ૧ ભાગ પાણી અને ૯ ભાગ જલદ સલફ્યુરીક આ-સીડ એ બંનેના મોઆમાં એકદમ ડુબાવી કાઢી લઇ તેપર પાણી નાંખી ધોઇ નાંખવો. ધોવાના પાણીમાં જરા લા-ઇકર એમોનીઆ નાખ્યું હોય તો વધારે સારૂ. આ કાગળ સુકાયા પછી ચામડા જેવા ચીકટ અને મજબુત થશે.

**૨૧. મોઢામાંથી દુર્ગંધ આવતી અટકાવવાની રીતઃ**—ઘણા પાણીમાં થોડાં ટીપાં પરમેંગનેટ ઓફ પોટાશ નાં-ખી તે પાણીના કોગળા કરવાથી દાંતની તેમજ તમાકુની વાસ પણ જતી રહેછે. આ દવા ઝેરી નથી.

**૨૨. બીજી રીતઃ**—મોઢામાં હમેશાં રૂમી મસ્તકી રાખ-વાથી પણ દુર્ગંધ દુર થશે.

**૨૩. મચ્છર ચાંચડ ન થાય તેમ કરવાની રીતઃ**—૮૦ ભાગ બાઇસલફાઇડ ઓફ કારબોન અને ૨૦ ભાગ કેરો-સીન તેલ બંને મીશ્ર કરીને કોટડીમાં છાંટવાં.

**૨૪. ટાઢથી અથવા વરસાદથી ઠરી ગયેલા પગને સુજતા અટકાવવા માટેઃ**—ઠરેલા પગને ફટકડાના પાણીથી ધોઇને સુઈ જવાથી તે પગ સુજશે નહી તેમ દરદ પણ નહી કરે.

**૨૫. હીરાકણી શીવાય કાચ કાપવાની રીતઃ**—કાચને પાણી નીચે રાખીને કાતર વતી કીનારીપરથી થોડો થોડો કાતરવો.

**૨૬. બીજી રીતઃ**—જે વાસણને જ્યાંથી કાપવું હોય ત્યાં સુધી તેમા તેલ ભરવું. બાદ એક લોઢાનો જાડો સળીયો ગરમ કરી તે તેલમાં એકદમ ડુબાવવાથી તે વાસણ તે જગાએથી ફાટી જશે એટલે ઉપરનો ભાગ ઉપાડી લેવો.

**૨૭. ત્રીજી રીતઃ**—કાચને જે ઠેકાણેથી કાપવો હોય તે ઠેકાણે કાંનસથી જરા નીશાની કરવી. પછી એક ઝીણી અણીનો ખીલો ગરમ કરી ઉપરની કરેલી નીશાનીથી શરૂ કરીને જેમ કાપવો હોય તેમ કાચપર ફેરવવાથી કાચ કપાશે.

**૨૮. પીક્ચરનાં જુનાં ગીલ્ટ ફ્રેમને સાફ કરવાની રીતઃ**—ટરપીનટાઇનમાં કપડાનો કુચો ડુબાવી તે વતી ઘ્રસીને છેવટે સાફ પાણીથી ધોઈ નાંખવાથી સાફ થશે.

**૨૯. નાનાં જીવડાંના ડંખનો ઉપાયઃ**—૨ાા તોલા ટંકણખારને ૧ શેર પાણીમાં ઉકાળી તે પાણી ટાઢું કરી રહેવા દેવું અને જીવડાનાં ડંખ ઉપર જોઈએ ત્યારે લગાડવું.

**૩૦. આરસપાહાણ જુનો હોવાને લીધે પીળો પડી ગયો હોય તે સમારવાનો ઉપાયઃ**—પહેલાં પરમેંગેનેટ ઓફ પોટાસને થોડા પાણીમાં નાંખી તે પાણીથી ધોઇને સુકાય ત્યાર પહેલાં ઓક્સેલીક આસીડના પાણીથી ડાઘ જાય ત્યાં સુધી ઘસીને ધોવો.

**૩૧. આરસપહાણપરથી ડાઘ કાઢવાની રીતઃ**—સોડા

૨ ભાગ, અર્કોકનો ભુકો ૧ ભાગ, વાટેલો આક ૧ ભાગ એ રીતે મેળવીને પથરપર ખુબ ઘસીને છેવટે સાબુના પાણીથી ધોઈ નાંખવું.

૩૨. જંગલ વીગેરેનું ખરાબ પાણી સાફ કરવાની રીતઃ- તે પાણીમાં થોડી ફટકડી પીગાળીને નાંખીને તેને ૨૪ કલાક રહેવા દઈ બાદ ગળી લેવું. તેટલી મુદતમાં સઘળો પાણીમાં ભળી ગયેલો કચરો જે પહેલાં દેખાતો નહોતો અને જેથી તનદુરસ્તી બગડેછે તે નીચે બેસી જાયછે.

૩૩. બીજી રીતઃ—ચુનો ૦| શેર અને ફટકડી ૧ તોલો એ બંનેને વાટીને મીશ્ર કરીને ૨૦૦૦ પાંઉડ પાણીમાં નાખી હલાવીને તેને ૨૪ કલાક સ્થીર રાખવું. બાદ ગળી લેઈ પીવા માટે વાપરવું, આથી પણ ઉપરની માફકજ સઘળો કચરો નીચે બેસી જાયછે.

૩૪. ફળના રસના ડાઘ હાથપરથી કાઢવાની રીતઃ— પાણીમાં હાથ ધોઈને તેમને જરાતરા લુછી નાંખીને થોડા ભીના હોય તે વખતે તરતની સળગાવેલી ગંધકની દીવાસળીના ધુમાડાપર ધરવા એટલે સઘળા ડાઘ જતા રહેશે.

૩૫. પથરપરથી લીલ ઉગેલી કાઢી નાંખવાનો ઉપાયઃ- ૧ ભાગ કારબોલીક આસીડને ૯૦ ભાગ પાણીમાં નાંખી તે પાણીથી પથર ધોવાથી સઘળી લીલ જતી રહેશે અને ફરીથી ઉગશે પણ નહી.

૩૬. નાના ઘામાંથી લોહી નીકળતું બંધ કરવાના કાગળઃ - ઉચી જાતનો લોબાન ૧ પાંઉડ, ફટકડી ૧ પાંઉડ અને પાણી ૪ પાંઉડ એ બધાને વાટીને મેળવીને એક ટીનના વાસણમાં નાંખી ઉકાળવું અને ઉકાળવાથી જેટલું પાણી ઓછું થાય તેટલું નાંખતા જવું. સારી પેઠે ઉકળીને લોબાનનો બધો કસ પાણીમાં આવી જાય એટલે તેમાં

કાગળ બોળાવી કાઢીને સુકવવા. ત્યારબાદ તેપર પરક્લોરાડ ઓફ આયરનને પાણીમાં પીગાળીને તે પાણી પીંછીવતી લગાડવું. ત્યારબાદ તે કાગળોને સુકવીને સરદી અને હવા ન લાગે તેવી પેટીમાં રાખી મુકવા. જોઇએ ત્યારે તેમાંથી કટકો કાપીને નાના ઘા ઉપર મુકવાથી લોહી નીકળતું બંધ થાયછે.

**૩૭. છુંદણાના ડાઘ કાઢવાની રીતઃ—**છુંદણાં કઢાવેલા ભાગપર તેના કરતાં જરા મોટું બ્લીસ્ટર મારવું, અને બલીસ્ટર ઉપડે ત્યારે તેને ફોડીને પાણી કાઢી નાંખવું. બાદ રૂઝાઈ જાય તેમ કરવું. આ પ્રમાણે કરવાથી નવી ચામડી આવશે તેના ઉપર છુંદણાનો ડાઘ દેખાશે નહી.

**૩૮. જોડાપર પીળો રંગ ચડાવવાની રીતઃ—**વીલાયતી લાલ રંગને આલકોહોલ અથવા રેકટીફાઈડ સ્પીરીટમાં પીગાળી તેમાં કપડાનો ડુચો ડુબાવી જોડાપર ઘસીને તેપર સારીપેઠે બ્રસ મારવાથી ચળકતો પીળો રંગ ચડેલો દેખાશે.

**૩૯. હાથપરથી ડામરના ડાઘ કાઢવાની રીતઃ—**હાથ પર માંખણ અથવા ઘી લગાડીને ઘસવાથી અને પછી ગરમપાણીથી ધોવાથી ડાઘ જશે.

**૪૦. મસ કાઢી નાંખવાનો ઉપાયઃ—**નવસારનો કટકો લઈને તેને પાણીમાં ડુબાવી સવારે તથા સાંજે મસપર ઘસવાથી કાંઈ પણ દરદ કર્યા વિના તેમજ ડાઘ રાખ્યા વિના મસ જતો રહેશે.

**૪૧. ગુંદનું પાણી સડી જતું અટકાવવાનો ઉપાયઃ—**ગુંદના પાણીમાં થોડાં ટીપાં સેલાસીલીક આસીડ નાંખવાથી તે બગડશે નહી.

**૪૨. કાગળપર કલાઈ ચોડવાની રીતઃ—**થોડા સરેસના કટકા લઈ તેમને પાણીમાં બોળવી રાખવા અને

બરાબર નરમ થયા પછી તેમને પહોળા મોઢાની કાચની બાટલીમાં મુકી તેપર જલદસીરકો અથવા એસેટીક આસાડ નાંખવું. પછી તે બાટલીને બીજા પાણીના વાસણમાં મુકી તેને ગરમ કરવું, એટલે થોડીવારમાં સઘળો સરેસ ગળી જશે. આ રીતે તૈયાર કરેલો સરેસ ચાંદી અને સોના સિવાય સઘળી ધાતુઓપર અસર કરેછે અને તેમને નરમ કરેછે અને તેથી કરીને તેમને કાગળ સાથે ચોટાડી શકાયછે.

**૪૩. ચાંદીનાં વાસણોને ઝાંખાં થતાં અટકાવવાનો ઉપાયઃ**—કોલોડીઅનને સ્પીરીટમાં પીગાળીને તે મીશ્ર પીંછીવતી વાસણોપર લગાડવું, એટલે તેમને હવામાં ખુલ્લાં રાખવાથી પણ ઝાંખાં થશે નહીં.

**૪૪. પીતળની ચીજો સાફ કરવાની સરસ યુક્તિઃ**—૧ ભાગ બાઇક્રોમેટ ઓફ પોટાસને વાટીને તેપર ૨ ભાગ ગંધકનો તેજાબ અને ૬ ભાગ પાણી નાંખવું. આ મીશ્રમાં પીતળની ચીજો ઘસીને ધોઈ નાંખવી. આ રીતથી મેલામાં મેલું પીતળ સાફ થાયછે.

**૪૫. ફુટેલા ઘંટનો અવાજ સુધારવાનો ઈલાજઃ**— ઘંટમાં જે ફાટ પડી હોય તેને છરી જેવી પાતળી કાનસથી ઘસીને પહોળી કરવી, જેથી તેનો આગળની માફક સાફ અવાજ આવશે.

**૪૬. નાની ઢાળાની ચીજોમાં ખાડા પુરવાનું મીશ્રઃ**— સીસું ૯ ભાગ, સુરમો ૨ ભાગ, બીસમથ ૧ ભાગ, એ બધાને ભેગાં પીગાળીને ઢાળેલી ચીજોમાંના ખાડામાં નાંખવાં. આ મીશ્ર ઠરતી વખતે ફુલેછે અને તેથી સઘળા ખાડા પુરાઈ જાયછે.

**૪૭. અંધારામાં દીવા વગર અજવાળું આપે તેવો પદાર્થઃ**—એક કુલડીમાં કારબોનેટ ઓફ લાઇમ, કારબોનેટ

ઓફ સ્ટ્રોનશીઆ, અથવા કારબોનેટ ઓફ બેરીઅમ એ ત્રણમાંથી ગમે તે નાંખીને તેમાં થોડો ગંધકનો ભુકો નાંખી હલાવીને તેપર ઢાંકણું ઢાંકીને માટી વતી છાંદી લઈ તેને દેવતાપર મુકી ખુબ લાલ થાય ત્યાંસુધી ગરમ કરવું. બાદ નીચે ઉતારી ટાઢું પાડ્યા પછી અંદરનો ભુકો કાઢી લેવો; અને ખુબ બારીક વાટીને તૈયાર કરવો. હવે જે ચીજને રાતરે અજવાળું આપે તેવી કરવી હોય, જેમકે ઘડીઆળમાં દીવા વીના વખત જોવાય તેમ કરવું હોય તો તેપર જરા ગુંદનું પાણી લગાડીને ઉપરનો તૈયાર કરેલો ભુકો કપડામાં નાંખી તેપર છાંટવો. આ પ્રમાણે કરીને તે ચીજને આખો દીવસ દેવતા સામે અથવા સુરજની ગરમીમાં રાખી મુકવી; અને રાતરે ઘરમાં મુકવી એટલે અંધારામાં પણ તે ચળકતી દેખાશે.

**૪૮. તાજાં ફુલપર જુદી જુદી જાતના રંગ ચડાવવાની રીતઃ**—૧૦ ભાગ સલફયુરીક ઇથરમાં ૧ ભાગ લાઇકર એમોનીઆ નાંખી હલાવીને મીશ્ર કરવું. આ મીશ્રમાં પીળા રંગ શીવાય બીજા રંગનાં ફુલો ડુબાવવાથી અથવા તો ફુલપર તે મીશ્ર છાંટવાથી તેમનો રંગ બદલાઈ જાયછે, એટલે લાલ હોય તો લીલાં થઈ જાયછે, ગુલાબી હોય તો આસમાની થાયછે, અને બીજા કોઈ રંગનાં હોય તો તેના બદલાઇને બીજા રંગ થઈ જાયછે.

**૪૯. બીજી રીતઃ**—આ રીતથી જરા વધારે વાર લાગે છે. લાઇકર એમોનીઆમાં પણ ફુલને ડુબાવી રાખવાથી તેમનો રંગ બદલાઈ જાયછે, જેમકે આસમાની, લાલ અને સફેદ ફુલ અનુક્રમે લીલાં, કાળાં અને પીળાં થઈ જાયછે.

**૫૦. ત્રીજી રીતઃ**—ઘેરા આસમાની રંગનાં ફુલને નાઇટ્રીક આસીડમાં ડુબાવવાથી તેમનો રંગ બદલાઇને ઘણો

સરસ લાલ થઈ જાયછે. પણ જો તેજ રંગનાં ફુલને પહેલાં નંબર ૪૮ વાળી રીતમાં આપેલા મીશ્રમાં ડુબાવીને પછી ઉપરના આસીડમાં ડુબાવ્યાં હોય તો તે લાલ રંગ ઘણો સરસ દીપી નીકળે છે.

૫૧. જોત વીનાનો દીવોઃ—પ્લાટીનમના તારનું ગોળ ગુંચળું વાળીને તેને દેવતાપર ખુબ લાલ થાય તેવો ગરમ કરીને એકદમ થોડા ધ્યરમાં ડુબાવી કાઢવો. આ પ્રમાણે કાઢી લીધા પછી પણ તે દેવતા માફક ચળકતો રહેશે.

૫૨. વાળને માટે કાળો રંગઃ—( સીલવરનાઈટ્રેટ ) નું ઘણુંજ કમજોર પાણી બનાવીને તેમાં માયાંનો ભુકો પલાળી રાખેલું પાણી નાંખી મીશ્ર કરીને પીંછીવતી વાળપર લગાડવું. આ મીશ્ર લગાડતી વખત જેમ બને તેમ ચામડીને ન લાગે તેમ કરવું; કારણ કે જે ઠેકાણે લાગશે તે જગાએ કાળો ડાઘ પડશે. વળી આ મીશ્રને હમેશાં કાળા રંગની બાટલીમાં રાખવું અને અજવાળામાં ઘણીવાર રાખવું નહી.

૫૩. કલાઈનું ઝાડઃ—( પ્રોટોકલોરાઈડ ઓફ ટીન )માં થોડું પાણી નાંખી તેને એક કાચના પ્યાલામાં ભરવું; આ પ્યાલામાં એક કલાઇની સળી વાંકી મુકીને તે સળીને ઉપરને છેડેથી જરા પાણીની ધાર કરવી. આ પ્રમાણે કરીને તેને થોડીવાર સ્થીર રાખવું એટલે સળી ઉપર ઝાડ જેવો આકાર બની રહેશે. આ ઝાડ નીચેના મીશ્રમાંથી બનતું નથી પણ મીશ્ર અને કલાઇની સળી એ બંનેના સંજોગથી વીજળી પેદા થાયછે, તેથી બને છે.

૫૪. સીસાનું ઝાડ અથવા જેને શની વૃક્ષ કહેછે તે બનાવવાની રીતઃ—૩૦ ગ્રેન શુગર ઓફ લેડને રાા શેર પાણીમાં પીગાળવી. આ પાણીમાં એક જસતના કટકાને

મરજી મુજબ ટીપીને દોરીથી લટકાવવો, એટલે થોડા ક-લાકમાં તેના ઉપર ઝાડ જેવો આકાર બની રહેશે.

૫૫. બીજી રીતઃ— ઉપર માફકજ પાણી બનાવીને એક બાટલીમાં ભરવું. હવે તે બાટલીને માટે એક જસતનું બુચ બનાવી તેમાં કાણું પાડવું, અને તે કાણામાંથી ૪-૫ પીતળના તાર ઉપરના પાણીમાં લટકતા રહે તેમ રાખવા. આ સ્થીતીમાં થોડીવાર રાખવાથી તે તાર ઉપર એક ખુબ સુરત ઝાડ જેવો આકાર બંધાશે.

૫૬. સળગાવવાથી સાપ જેવી આકૃતી બને તેવી સળીઓઃ—(નાઇટ્રેટ ઓફ મરક્યુરી) ને ધીમે ધીમે સલ્ફો સાઇનાઇડ ઓફ પોટાસીઅમના પાણીમાં નાખવું. બંને મીશ્ર થતી વખતે તેમાંથી લાલ રંગનો ધુમાડો નીકળશે; તે સુંઘવો નહી, અને તેને ખુલ્લી હવામાં રાખવું. થોડીવાર પછી મીશ્ર સ્વચ્છ દેખાશે અને નીચે એક જાતનો ધોળો ભુકો બેઠેલો માલમ પડશે. આ ભુકાને બ્લોટીંગપેપર ઉપર ગળી લેવો અને તેમાં જરા ગુંદનું પાણી અને ઘણોજ થોડો સુરોખાર વાટીને નાખવો, અને તેમને ખુબ ઘુંટીને નાની નાની પેનસીલ જેવી જાડી અને ૧। ઇંચ લાંબી સળીઓ બનાવવી. આ એક સળીને એક છેડેથી સળગાવવાથી તેમાંથી મોટાં સાપ જેવાં ગુંચળાં નીકળશે અને તે ૨૫ ફીટ લાંબી થશે.

૫૭. બીજી રીતઃ—ક્લોપ્રશીએટ ઓફ પોટાસ અને ગંધક એ બંને સરખે ભાગે લઇને વાટવા, અને તેમાં જરા કારબોનેટ ઓફ પોટાસ નાખવો; આ મીશ્રને એક કુલડીમાં નાખી તેને દેવતાપર મુકી ગરમ કરવું. સારી પેઠે મીશ્ર થયા પછી તેને નીચે ઉતારી તેને વાટીને પાણીમાં પીગાળવું. અને તેમાં (નાઇટ્રેટ ઓફ મરક્યુરી) ધીમે ધીમે

નાંખવું. આ પ્રમાણે નાંખી તેને થોડીવાર ઠરવા દઇ નીચે બેઠેલો ભુકો કાઢી લઇ તેને એક બે વખત સાફ પાણીથી ધોવો, બાદ સુકાવીને તેમાં જરા પાણી નાંખી નાની સળીઓ બનાવવી. આ સળીઓ સળગાવવાથી સાપ માફક ગોળ ગુંચળા બનેછે.

**૫૮. જોડાપર પાણીની અસર ન થાય તેમ કરવાની રીતઃ**—રાળ ૧ આંઉસ, ચરબી ૪ આંઉસ, મીણ ૧ આંઉસ એ બધાને દેવતાપર પીગાળીને તેમાં ૬ આંઉસ નીટસફુટ ઓઇલ નાંખવું. આ મીશ્ર જોડાના તળીઆં તથા ઉપરના ભાગપર લગાવીને દેવતા પાસે રાખી ઘસવાથી જોડા પાણીથી ભીંજાતા નથી.

**૫૯. બીજી રીતઃ**—જોડાપર એરંડીનુ તેલ લગાવ્યાથી પણ ઉપર મુજબ અસર થશે.

**૬૦. ચોમાસામાં ભીંજાએલ જોડાને સુકાયા પછી ચીંમડાઇ જતા અટકાવવાનો ઉપાયઃ**—ભીંજાએલા જોડામાં ચણા ભરી રાખવાથી સઘળી ભીનાશ ચુશી લેછે, અને તેથી કરીને તે ચીંમડાઇ ગયા વીના સુકાઇ જાયછે.

**૬૧. ચોમાસામાં સંચા અને ખેતીનાં હથીઆરોને કાટથી ન બગડે તેમ કરવાનો ઉપાયઃ**—૦।। શેર ચરબી અને ૨ રૂપીઆભાર રાળ એ બંનેને ભેગાં પીગાળવાં અને ટાઢું થયા પછી સંચા, ચાકુ ખેતીનાં હથીઆરો વીગેરેપર લગાવવાથી તેપર કાટ ચઢતો નથી.

**૬૨. પાણીમાં પીગળી જાય તેવો કાચઃ**—ચોખી રેતી ૧૫ ભાગ, કારબોનેટ ઓફ પોટાસ ૨૦ ભાગ અને કોયલા ૧ ભાગ એ બધાને વાટીને મીશ્ર કરી એક કુલડીમાં નાંખી ગાળવાં અને પછી નમુના માફક ઢાળવું. આ રીતે બનેલો કાચ તેનાથી ૪-૫ ગણા ગરમ પાણીમાં પીગળી જાયછે.

**૬૩. સોનાની ચીજો સાફ કરવાનો ભુકો:**—લોઢાના ઝીણા કટકાને હાઇડ્રો ક્લોરીક આસીડમાં પીગાળવા, બાદ તેમાં થોડું પાણી નાંખી તેમાં જ્યાં સુધી ભુરા રંગનો ભુકો નીચે બેસે ત્યાં સુધી લાઇકર એમોનીઆ નાંખવું. આ ભુકાને કાઢી લઇ ઘણીજ ધીમી આંચે દેવતાપર સુકવવો, પણ ગરમી એટલી બધી ન કરવી કે જેથી તેમાંનું એમોનીઆ ધુમાડો થઇને નીકળી જાય. આ ભુકાથી સોનાની ચીજો સાફ કરવી. ।

**૬૪. દાંતનું મંજન:**—ફુલાવેલી ફટકડી, હીરાબોળ અને શોભાને માટે કોઇ નુકશાન ન કરે તેવો રંગ એ બધાને બારીક વાટીને મેળવી વાપરવાં.

**૬૫. બીજી રીત:**—આરમીનીઅન બોલ ૧ પાંઉડ, ચાક ૨ પાંઉડ, એ બેનેને વાટી મેળવીને વાપરવાં.

**૬૬. લેમન ડ્રોપ્સ:**—ખાંડ શેર ૨, ટારટરીક આસીડ ૦॥ આંઉસ અને લીંબુનો અરક ૨૦ ટીપાં. પહેલાં ખાંડની ચાસણી બનાવીને તેમાં બીજી બે ચીજો નાંખી મેળવીને પતાસાં માફક ઢાળી દેવી.

**૬૭. બીજી રીત:**—ખાંડ ૭ પાંઉડ, લીંબુનો અરક ૧ ડ્રામ અને ખટાશ લાવવા માટે સલફ્યુરીક આસીડનાં થોડાં ટીપાં નાંખી ઉપરની માફક કરવું.

**૬૮. માથામાં ટાલ પડી હોય તેનો ઉપાય:**—પાણી ૧। શેર, પોટાસીઅમ કારબોનેટ ૦॥ આંઉસ અને ડુંગળીનો રસ ૧ શેર એ બધાને એક બાટલીમાં મીશ્ર કરી બુચ મારી રાખવું. વાપરવા માટે તેમાંથી થોડુંએક જાડા રૂમાલપર લઇ માંથાપર જોરથી ઘસવું.

**૬૯. બરફ બનાવવાની સરસ યુક્તિ:**—૧૦ શેર પાણી માય એવડી એક પથરની બાટલી લઇ તેમાં આશરે ૧ શેર

પાણી માય તેટલી જગા ખાલી રહે તેમ પાણી ભરવું, અને તેમાં ૫ રૂપીઆભાર ચોખ્ખો સુરોખાર નાંખવો; પછી તેને મજબુત બુચ મારીને તેપર મીણ અથવા લાખ ચોટાડવી. બાદ તેને દોરી બાંધી એક ઉંડા કુવામાં તળીએ પહોંચે તેમ ઉતારવી; અને તે સ્થિતીમાં ૩-૪ કલાક રાખવી એટલે તે મુદતમાં તેમાંનું પાણી ઠરીને બરફ માફક જામી જશે. જલદી કરવા માટે બાટલીને વખતે વખતે ઉંચી નીચી કરવી પડેછે. હવે બરફ કાઢવા માટે બાટલી તોડવી પડેછે.

૭૦. ઘણા વાળ કાઢી નાંખવાનો ઉપાયઃ—રાા ભાગ રાળ, અને ૧ ભાગ ચોખું મીણ એ બંનેને ભેગાં પીગાળીને કાગળની ભુંગળીઓમાં રેડી દેવાં. આ રીતે બનાવેલી લાકડી હમેશાં એક બે વખત ઘસવાથી થોડી મુદતમાં તે ઠેકાણેથી વાળ જતા રહેશે, અને ફરીથી ઉગશે નહી.

૭૧. ચાંદીનાં વાસણપરથી ડાઘ કાઢવાની રીતઃ— નવસાર ૧ ભાગ અને સીરકો ૧૬ ભાગ એ બેને મેળવીને એક ફલાલીનના કટકાથી વાસણપર ઘસવું અને પછી સાફ પાણીથી ધોઇ નાખવાથી વાસણપરના ડાઘ જતા રહેશે.

૭૨. બીજી રીતઃ—હાઇપોસલફાઇટ ઓફ સોડાને પાણીમાં પીગાળીને તે પાણીથી ધોવાથી પણ ડાઘ જતારહેછે.

૭૩. લીંબુનું પાસાદાર એસીડ અથવા જેને સાઇટ્રીક આસીડ કહેછે તે બનાવવાની રીતઃ—લીંબુના રસમાં ચાકના ભુકો જ્યાં સુધી ઉપરના પાણીમાં ખટાશ ન રહે ત્યાં સુધી નાંખવો. આ રીતે જેટલો ચાક નાંખવો પડે તેનું વજન નોંધી રાખવું. પછી ચાકના દરેક ૧૦ ભાગ માટે ૯ાા ભાગ ગંધકનો તેજાબ ૬૦ ભાગ પાણીમાં મીશ્ર કરી તે નીચે બેઠેલા ભુકાપર નાંખવું એટલે તે ગળી જશે. હવે

ભુકો ગળી ગયા પછી તે તેને ખુબ જાડું થાય ત્યાંસુધી ઉકાળવું અને સરબત જેવું જાડું થવા દઇ ઠરવા દેવું એટલે તેનાં સ્ફટીક બંધાશે. આ સ્ફટીકને સાઇટ્રીક આસીડ કહેછે. અને તે લેમોનેડ વીગેરે બનાવવામ ંવપરાયછે.

**૭૪. ફીણ આવે તેવું લેમોનેડઃ**—ટારટરીક આસીડ ૫૦ ભાગ સોડા બાઇકારબોનેટ ૫૦ ભાગ, વાટેલી સાકર ૨૦૦ ભાગ, લીંબુનો અરક ખુશીમાં આવે તેટલો. આ બધાને સારીપેઠે મીશ્ર કરીને બાટલીમાં ભરી પાણી નાંખી એકદમ ખુચ મારી હલાવવું.

**૭૫. લેમોનેડઃ**—ખાંડ ૧ શેર, ટારટરીક આસીડ ૦। આંઉસ, લીંબુનો અરક ૩૦ ટીપાં એ રીતે મેળવી પાણી નાંખી પીવું. આ લેમોનેડમાં ઉપરની માફક ફીણ આવશે નહીં.

**૭૬. સોડાવોટરઃ**—બાઈ કારબોનેટ ઓફ સોડા ૧૫ ભાગ અને ટારટરીક આસીડ ૨૦ ભાગ એ બંનેને જુદા જુદા વાસણમાં પીગાળીને પીવાની વખતે મીશ્ર કરવાં.

**૭૭. લોઢાની સાંકળનું જોર માપવાની રીતઃ**—સાંકળનો વ્યાસ કેટલા ઈંચછે તે નોંધી લઈ તેને ૧૬ થી ગુણવા અને જે આવે તેનો ઘન કરવો, અને હવે જે આવે તેને .૦૩૫ થી ગુણવાથી જે જવાબ આવે તેટલા ટન વજન તે સાંકળ ઉપાડશે.

**૭૮. સૌથી સરસ અજવાળું કરવાની રીતઃ**—શુદ્ધ સુરોખારને વાટીને સુકાવવો; બાદ તેને એક કુલડીમાં ભરવો અને તેની વચમાં જરા ખાડો કરી તેમાં વટાણા જેવડો ફોસફરસનો કટકો મુકવો. આ કટકાને સળગાવવો એટલે તેની ગરમીથી સુરોખાર પીગળશે, અને તેથી તેમાંથી એક-

સીજન નામનો ગ્યાસ નીકળી ઘણું સરસ અજવાળું આપશે.

**૭૯. માંખીઓ માટે કાગળ:**—ગોળ અને ઉકાળેલું અળસીનું તેલ એ બંનેને મીશ્ર કરીને કાગળપર લગાવીને કાગળ વાપરવા તેથી માંખીઓ આવશે નહીં.

**૮૦. આગ ઓલવવાની સરસ રીત:**—૪ આંઉસ કારબોનેટ ઓફ પોટાસને ગરમ પાણીમાં પીગાળીને બાટલીમાં રાખી મુકવો. જ્યારે જોઇએ ત્યારે એક ટાઢા પાણીના કુંડામાં નાંખી તે પાણી આગપર છાંટવાથી આગ તરત બુજાઈ જાયછે. કેરોસીન ઓઇલની આગ લાગી હોય તો આ મીશ્ર કદી છાંટવું નહીં.

**૮૧. દુધનો ભુકો બનાવી રાખી મુકવાની રીત:**—ના ડ્રામ કારબોનેટ ઓફ સોડાને ૨ આંઉસ પાણીમાં પીગાળવો અને તેમાં ૨ા શેર તાજું દુધ અને ૧ શેર ખાંડ નાંખી હલાવવું. પછી તે બધાને એક છીછરી થાળીમાં નાંખી અંગારાપર મુકીને સઘળું પાણી ઉરાડી નાંખવું. અને નાચે રહેલો ભુકો સાફ બાટલીમાં ભરી સખત બુચ મારી તેપર મીણ અથવા લાખ ચોટાડવી. જ્યારે જોઇએ ત્યારે આ ભુકામાંથી ૧ આંઉસ લઇને તેને ૧ા શેર ગરમ પાણીમાં મેળવવો એટલે દુધ ન મળે તે ઠેકાણે દુધની ગરજ સારેછે; તેમજ ચા અથવા કાફીમાં પણ કામ આવેછે. આ રીત ઘણી જુની અને સરસ છે.

**૮૨. બીજી રીત:**—તાજું ઉકાળેલું અને મલાઈ કાઢી લીધેલું દુધ ૧૦ શેર, કારબોનેટ ઓફ સોડા ૧ાા ડ્રામ એ બંનેને મેળવીને એક વાસણમાં ભરી તેને બીજા ગરમ પાણીના વાસણમાં મુકી ઉકાળવું; અને સારી પેઠે જાડું થયા પછી તેમાં ૩ાા શેર ખાંડ નાંખી ફરીથી ઘણીજ ધીમી આંચે સુકાવવું. આ રીતે સુકાએલા ભુકામાં પહેલાં કાઢી

લીધેલી મલાઈ મેળવી ખુબ ઘોટીને કાચના બુચવાળી હવા ન સંચરે તેવી બાટલીમાં ભરવું; અને જોઇએ ત્યારે ઉપરની માફકજ વાપરવું.

**૯૩ ઘણી મુદત સુધી દુધ જાળવી રાખવાની રીત:—** એક મજબુત બાટલી લઇ તેમાં તાજું દુધ ભરવું; અને ૨-૩ રૂપીઆભાર દુધ જેટલી જગા ખાલી રાખવી. બાદ તેપર સખત બુચ મારી સીલ કરીને તેને ફરતો તાર બાંધવો. આ બાટલીને એક પાણીના વાસણમાં મુકી તે પાણી ઉકાળવું જેથી બાટલીમાંની ખાલી જગામાં રહેલી હવા દુધમાં સોસાઈ જશે. આ રીતે તૈયાર કરેલું દુધ વરસોનાં વરસ સુધી બગડ્યા વીના રહેશે. બાટલીને બુચ માર્યા પહેલાં દુધમાં થોડાક ગ્રેન કારબોનેટ ઓફ મેગનીશીઆ નાંખ્યો હોય તો વધારે સારી રીતે રહેછે. કારબોનેટ ઓફ પોટાશ નાંખવાથી પણ તેજ અસર થાયછે માટે એમાંથી ગમે તે વાપરવું.

**૯૪. કોઈ પણ ધાતુના વાસણપર પીતળ જેવા રંગ લગાડવાની રીત:—** નવસાર ૧ આંઉસ, ફટકડી ૦॥ આંઉસ, અને સોમલખાર ૦। આંઉસ એ બધાને વાટીને પાણીમાં પીગાળીને બાટલી ભરી રાખવી; અને જરૂર પડે વાસણપર કપડાના ડુચાથી ઘસવાથી તેપર પીતળ જેવો રંગ ચડેછે.

**૯૫. તસવીરપર વારનીસ લગાવવાની રીત:—** એક કાચના કટકાને દેવતાપર જરા ગરમ કરીને તેપર મીણ લગાડવું. બધી બાજુએ મીણ ફેલી ગયા પછી તેપર પાણી રેડવું એટલે મીણ ઠરી જશે. આ મીણ ઉપર છબી દાબીને ઉપાડી લેવાથી તે ઘણી ચળકતી માલમ પડશે.

**૯૬. પીતળપર કાળો રંગ લગાડવાની યુક્તિ:—** સોમ-

બખાર ૨ ભાગ, હાઈડ્રોકલોરીક આસીડ ૪ ભાગ, સલફ્યુરીક આસીડ ૧ ભાગ, પાણી ૮૦ ભાગ એ બધાને મીશ્ર કરીને કપડાના કુચાને તેમાં ડુબાવીને પીતળપર ઘસવું.

**૮૭. સુકાઈ જતાં ફુલનાં ઝાડને તાજાં કરવાનો ઉપાય** એમોનાઅમ સલફેટ ૪ આંઉસ, સુરોખાર ૨ ભાગ, અને ખાંડ ૧ ભાગ એ બધાને બારીક વાટીને ૨॥ શેર પાણીમાં પીગાળવા આ મીશ્રમાંથી ૨॥ રૂપીઆભાર પાણી લઈને બીજા ૧૦ પાણીમાં નાંખીને નબળાં ફુલ ઝાડપર અઠવાડીઆમાં એ વખત છાંટવાથી તે તાજાં થાયછે અને જોરથી ઉગવા માંડેછે.

**૮૮. સીરકો બનાવવાની રીતઃ**—પાણી ૧૬ ભાગ, ગોળ ૧ ભાગ, ખમીર જેને ઈંગ્રેજીમાં યીસ્ટ કહેછે તે ૧ ભાગ અને થોડો સીરકો એ બધાંને મીશ્ર કરીને ગરમ કોટડીમાં ૧૦ થી ૩૦ દીવસ રાખવાથી સરસ સીરકો બનેછે.

**૮૯. દાંતમાં દરદ થતું હોય તેનો ઉપાયઃ**—લાઈકર એમોનીઆમાં જરા રૂ ડુબાવીને દુખતા દાંતપર મુકવાથી દરદ કમી થાયછે.

**૯૦. અસ્ત્રા તેમજ બીજા હથીઆર તેજ કરવાના કાગળઃ**—હીરાકસીને પાણીમાં પીગાળીને તેમાં સોડા બાઈ કારબોનેટનું પાણી નાંખીને હલાવવું. બાદ થોડીવાર ઠરવા દેવાથી લાલ રંગનો ભુકો નીચે બેસસે. આ ભુકાને કાગળ ઉપર પાતળો પાથરીને તે કાગળને સુકાવવો. આ કાગળ પર હજામત કર્યા પછી અસ્ત્રો ઘસવાથી તે હમેશાં તેજ રહેછે અને ઘસવો પડતો નથી.

**૯૧. ઉંદર આવતા અટકાવવાનો ઉપાયઃ**—તેમના દર પાસે બ્લીચીંગ પાઉડર અને ટાર એ બંનેને પાણીમાં

મીશ્ર કરીને તેમના દર પાસે અથવા ઘરના ખુણાઓમાં છાંટવાથી ઉંદર તેની વાસને લીધે આવશે નહી.

**૯૨. બનાવટી અબનુસનું લાકડું બનાવવાની રીતઃ—** દરીઆ કાંઠે ઉગેલી નાની વનસ્પતીને લાવીને તેને ૨ કલાક ૨ ભાગ સલફ્યુરીક આસીડ અને ૧ ભાગ પાણી એ બેના મીશ્રમાં ભરી રાખવી. બાદ તેને કાઢી લઈને સુકાવીને બારીક વાટવી. આ રીતે વાટેલો ભુકો ૧૬ ભાગ, ઉકાળેલો સરસ ૧૦ભાગ, ગટાપરચા ૫ભાગ, રબર૨॥ ભાગ (ગટાપરચા અને રબરને નેપ્થામાં ભેગાં પીગાળીને પછી વાપરવાં), ટાર ૧૦ ભાગ, ગંધક ૫ ભાગ, વાટેલી ફટકડી ૨ ભાગ, વાટેલી રાળ ૫ ભાગ એ બધાને મીશ્ર કરીને તેને સારી પેઠે ગરમ કરવું. બાદ નીચે ઉતારી ઠરવા દેવું અને ત્યાર પછી તેના મરજી મુજબ નમુના બનાવવા. આ નમુના સુકાયા પછી અબનુસ જેવા કઠણ થઇ જાય છે અને તેપર સારો પાલીસ પણ થઇ શકેછે.

**૯૩. ઢાળેલી અથવા કોતરેલી ચીજોના નમુના લેવાનું મીશ્રઃ—** સપેતો ૫ ભાગ, સરેસ ૧ ભાગ, અને થોડુંક ટરપીનટાઈન. પહેલાં સરેસ પાણીમાં ઉકાળીને તેમાં બાદ બીજી ચીજો નાંખી ખુબ મીશ્ર કરવું. સારી પેઠે મીશ્ર કર્યા પછી કોઈપણ ચીજ પર દાબીને તેનો નમુનો લેવો. નમુનો લેતી વખત તેમજ તેને મીશ્ર કરતી વખતે તેની નીચે ગરમી રાખવી એટલે મીશ્ર ટાઢું થશે નહી, કારણ કે ટાઢું થયા પછી તે પથર જેવું કઠણું થઈ જાયછે.

**૯૪. સારસા પરીલાનો અરક બનાવવાની રીતઃ—** સારસા પરીલાનાં મુળીઆં ૧ ભાગને ૧૬ ભાગ પાણીમાં નાંખી ૧૦ ભાગ પાણી રહે ત્યાં સુધી ઉકાળવાં. બાદ ઉપરનું પાણી કાઢી લઇને ફરીથી બીજું ૬ ભાગ પાણી

નાંખી ૪ ભાગ રહે ત્યાં સુધી ઉકાળવું. પછી બંને પાણીને ભેગાં કરીને તે વાસણને બીજા પાણીના વાસણમાં મુકી તે પાણીને ઉકાળવું. આ રીતે તેને જાડા સરબત જેવું થાય ત્યાં સુધી ઉકાળીને બાદ બાટલીમાં ભરી લેવું. પહેલાં મુળીઆંને પાણી સાથે ઉકાળતી વખતે તેમાં થાડાં જેઠી-મધનાં મુળીઆં નાંખ્યા હોય તો અરક વધારે સારો નીકળેછે, અને તેનો સ્વાદ પણ સારો થાયછે.

**૯૫. દાંતના દરદ માટે મીશ્ર:**—અફીણનો અરક અથવા જેને ટીંકચર ઓપીઅમ કહેછે તે ૩ ભાગ, આલકોહોલ ૫ ભાગ, કપુર ૧ ભાગ, તજનો ભુકો ૨ ભાગ એ બધાને થોડા દિવસ બાટલીમાં ભરી રાખીને છેવટે ઉપરનું મીશ્ર નીતારી લેવું. આ મીશ્રમાં રૂનો કટકો ડુબાવી દુખતા દાંત અથવા દાઢમાં રાખવાથી દરદ મટેછે.

**૯૬. શુદ્ધ કોસ્ટીક પોટાસ બનાવવાની રીત:**—તાજો કળીચુનો ૧ ભાગ, પોટાસ કારબોનેટ ૨ ભાગ, અને પાણી ૧૨ ભાગ એ બધાને સારીપેઠે હલાવીને મીશ્ર કરીને થોડી વાર ઠરવા દેવું. બાદ ઉપરનું પાણી ધીમે રહીને કાઢી લઇને તેને સરબત જેવું જાડું થાય ત્યાં સુધી ઉકાળવું, અને ત્યારબાદ તેને ઠરવા દેવું અથવા કાચના છીછરા વાસણમાં નાંખવું, એટલે સફેદ ચાસણી માફક જામી જશે.

**૯૭. દુધનો બરફ બનાવવા માટે મીશ્ર:**—બરફ ૨ ભાગ અને મીઠું ૧ ભાગ એ બનેને મીશ્ર કરીને એક લાકડાના વાસણમાં નાંખવાં. બાદ એક ટીનના ડબામાં દુધ નાંખીને તે ડબાને ઉપરના મીશ્રમાં મુકી ઊચોનીચો કરવો એટલે થોડીવારમાં અંદરનું મીશ્ર જામી જશે.

**૯૮. બીજી રીત:**—બરફના કડકા ૮ ભાગ, અને જબર હાઇડ્રોકલોરીક આસીડ ૫ ભાગ એ બંનેને મીશ્ર કરી-

ને ઉપર મુજબ દુધનું વાસણ રાખી મુકવાથી પણ દુધ જામી જાય છે.

**૯૯. બરફ બનાવવાની જુક્તી:**—સલફેટ ઓફ સોડા ૪ શેર, નવસાર રાા શેર, સુરોખાર રાા શેર એ બધાંને વાટીને મીશ્ર કરી રાખી મુકવા. જ્યારે જોઇએ ત્યારે ૧૮ શેર પાણીમાં પીગાળી તે પાણીમાં દુધનું વાસણ રાખવાથી અથવા પાણીનું વાસણ મુકવાથી તે ઘણાંજ થંડાં થાય છે.

**૧૦૦. બીજી રીત:**—નવસાર અને સુરોખાર સરખે ભાગે લઇને મેળવીને મીશ્ર કરવા, અને જોઇએ ત્યારે તેના વજનથી બમણા પાણીમાં પીગાળી ઉપર મુજબ કરવું.

**૧૦૧. ત્રીજી રીત:**—કારબોનેટ ઓફ સોડા, નાઇટ્રેટ ઓફ એમોનીઆ, અને પાણી એ ત્રણે સરખે ભાગે લઈ ઉપર મુજબ કરવું.

**૧૦૨. મોતીની છીપ પાલીસ કરવાની રીત:**—પહેલાં ઘણાજ બારીક વાટેલા અકીકના ભુકાથી ઘસીને ગરમ પાણીમાં ધોઈ નાંખવી. બાદ એક જાડા કપડામાં અથવા ચામડામાં થોડો (પટી પાઉડર) લઇને સારીપેઠે ઘસવાથી છીપ ઘણી ચળકતી થાયછે.

**૧૦૩. સીંગડાં અને હાથીદાંત પાલીસ કરવાની રીત:**—પહેલાં કાચના કાગળથી સારીપેઠે ઘસીને પછી એક ભીના લુગડામાં થાડો અકીકનો ભુકો લઈ તે વતી ઘસવું. અને છેવટે એક લુગડાના કટકાને સાબુના પાણીમાં ભીંજાવીને પછી સફેતામાં ડુબાવીને સાફ કરેલા હાથીદાંત અથવા શીંગડાપર ઘસવાથી ઘણો ચળકતો ઓપ ચડેછે.

**૧૦૪. સોનાની ચીજો સાંધવા માટે મિશ્ર:**—સોનું ૨૪ ગ્રેન, ચાંદી ૯ ગ્રેન, ત્રાંબુ ૬ ગ્રેન, પીતળ ૩ ગ્રેન એ બધાને ભેગાં પીગાળીને મીશ્ર કરવાં. બાદ તેના કટકા

કરીને સોનાની આંજોની વચમાં રાખી ગરમ કરવાથી તે આંજો સંધાઈજાયછે. આ મીશ્ર હલકી જાતના સોના માટે છે. ઊંચા સોના માટે સોનાનું પ્રમાણ વધારીને બીજી આંજોનું પ્રમાણ ઓછું કરવું.

૧૦૫. **જરમન સીલવર પાલીસ કરવાની રીતઃ**—(ઓક્સાઈડ ઓફ આયરન)ને તેલ સાથે મેળવી ચામડાના કટકા ઉપર લઈને ઘસવાથી જરમન સીલવરની આંજોપર સારો ચળકાટ આવેછે.

૧૦૬. **ચામડાના સામાનને પાલીસ કરવાની રીતઃ**—ગોગ ૦॥ આંઉસ, કાજળ ૧ આંઉસ, તેલ ૧ આંઉસ, સરેસ ૧ આંઉસ, અને હીરાદખણ ૧ આંઉસ એ સઘળાંને વાટીને મીશ્ર કરી ચામડાપર બ્રસથી ઘસવું.

૧૦૭. **કાચની સીલ બનાવવાની રીતઃ**—પહેલાં ચોરોડીના પથરને દેવતામાં પકવી તેનો બારીક ભુકો કરીને તેને પાણી સાથે મેળવી જેવી સીલ બનાવવી હોય તેવું કોતરવું. બાદ એક કાચના જાડા કટકાને દેવતાપર ગળી જાય તેવો ગરમ કરીને ઉપરની સીલ ઉપર દાબવો, એટલે સીલમાં કોતરેલા અક્ષરો કાચમાં પડી રહેશે. આ પ્રમાણે અક્ષરો પડી રહ્યા પછી કાચને મરજી મુજબ ઘસીને સારા આકારનો બનાવવો.



# પ્રકરણ ૧૮ મું.

## Receipts for preparing at home various chemicals required in the above experiments.

## અંદર આવેલી દવાઓ ઘેર બનાવવા માટે સહેલી રીતો.

૧.—**એકવા રીજીઆઃ**—૧ ભાગ નાઈટ્રીક આસીડ

